# પુરોવચન

शामळभट्ट मध्यकालीन गुजरातना कविवर छे. एक वखत एनी रसिक कृतिओ गुजराती समाजने तरबोळ करी देती. ए जमानानु जीवन सकुचित अने घरेडबद हतु तेथी प्रेम अने शौर्य, भेदी साहसो अने अद्भुत उदारताना रगथी रगायेला पराक्रमो वाळी आ साहित्यसृष्टिमा लोकोने स्वच्छन्दे महालवु गमतु.

एक वखत एम मानवामा आवतु के शामळभट्टनी कृतिओ स्वतन्त्र छे आजे आपणे जाणीए छीए के कविए जूना आख्यानोने समयोचित फेरफार साथे फरी रच्या छे खरु जोता आवी कथाओ गुणाढ्यना समयथी भारतीय कथासाहित्यनी खाण छे अने एनु अमरत्व दरेक युगने रस-समृद्धि पूरी पाडे छे.

मध्यकालीन गुजरातमा शामळनु स्थान अगत्यनु छे. छता गण्यागाठ्या अपवाद शिवाय तेनी कृतिओ प्रमाणभूत स्वरूपमा हजु सुधी तैयार नथी थई. आशा छे के आ प्रकारना प्रकाशनथी गुजराती साहित्यना अभ्यासने वेग मळशे.

प्राध्यापक हरिवल्लभ भायाणीए मदनमोहनाना पाठनु घणा ध्यानथी सशोधन कर्यु छे. साथे एमणे विद्वत्तापूर्ण भूमिका अने शब्दकोष पण उमेर्या छे आवु अभ्यासपूर्ण पुस्तक तैयार करवा माटे श्री. भायाणीने हु अभिनन्दन आपु छु

राजभवन,
लखनौ
२५ मार्च, १९५५

क. मुनशी

# પ્રાસ્તાવિક

મદનમોહનાના પ્રસ્તુત સંપાદનમાં હસ્તપ્રત-સામગ્રી અસંતોષકારક અને અપર્યાપ્ત હોવાથી ગ્રંથપાઠ બને તેટલો મૂળરૂપમાં નિર્ણીત કરવાનું શક્ય ન હતું. પણ ગમે તે એક પ્રત પરથી—કે પદ્ધતિ વિના અને પ્રતો પ્રત્યેની કડક વફાદારીના ભાન વિના ગમે તે બેત્રણ પ્રતની તુલના પરથી—તૈયાર કરેલા પાઠ કરતાં અહીં આપેલો પાઠ ઘણો વધુ શ્રધ્ધેય લેખાશે. ભૂમિકામાં કથાઓનાં મૂળ પ્રાચીન સાહિત્યમાં ક્યાં સુધી લંબાય છે તે જોવાનો ઓછડતો પ્રયાસ કર્યો છે. કોઈ ઉત્સાહી અભ્યાસી આ દિશામાં વ્યવસ્થિત પ્રયાસ કરે તો તેના શ્રમનો પૂરતો બદલો મળી રહે એટલી સામગ્રી ભરી પડી છે. આખું ક્ષેત્ર આપણે ત્યાં વણખેડાયેલા જેવું છે.

પ્રતોનો ઉપયોગ કરવા દેવા માટે હું ગુજરાત વિદ્યા સભા (અમદાવાદ), પ્રાચ્ય વિદ્યા મંદિર (વડોદરા) તથા ફાર્બસ ગુજરાતી સભા (મુંબઈ)નો આભારી છું. ખાસ કરીને ફા. ગુ. સભાના મંત્રી અને મારા સ્નેહી શ્રી. શંકરપ્રસાદ ગવળે તેમની સંસ્થાના સંગ્રહમાંની મદનમોહનાને લગતી હસ્તપ્રત-સામગ્રી જાતે રસ લઈને સુલભ કરી આપી મને ઉપકૃત કર્યો છે. વિદ્યાસંસ્થા, અન્ય સંશોધકોનું કાર્ય અને મુદ્રણાલય—સૌના સહકારથી જ આવું કામ પાર પાડી શકાય છે અને એ રીતે એ સૌ યશના ભાગી છે.

ભારતીય વિદ્યા ભવન, મુંબઈ
એપ્રિલ ૨૦, ૧૯૫૫

હ. ભાયાણી

માત્ર માનવતાના ભણતરવાળા, નિરક્ષર

દાદીમાને

જેમની અણખૂટ સ્નેહધારાથી સીંચાઈને
ઊઝરતાં ઊઝરતાં મારા અણઘડ, અભાન
ચિત્ત પર સાહિત્યના પ્રથમ સંસ્કાર પડ્યા.

હ. ભાયાણી



# નિવેદન

આપણા પ્રાચીન સાહિત્યની મહત્ત્વની કૃતિઓના સંશોધનાદિમાં પણ ભારતીય વિદ્યા ભવન તરફથી વિશિષ્ટ પ્રદાન થતું રહે એવો અમારો પ્રયાસ રહ્યો છે. ઈસવી બારમી શતાબ્દીની ભરતેશ્વર-બાહુવલિ-રાસ અને પંદરમી શતાબ્દીની કાદંબરી એ બે કૃતિઓના પ્રકાશન પછી અઢારમી સદીની પ્રસ્તુત મદનમોહના પ્રકાશિત કરવામાં આવે છે. શામળની ઉત્તમ કૃતિઓમાંની એક હોઈ વિશ્વવિદ્યાલયોના ઉચ્ચ વર્ગના પાઠ્યક્રમમાં તેને અવારનવાર સ્થાન અપાય છે. વિશ્વસનીય પાઠ, વિસ્તૃત ભૂમિકા અને વિશિષ્ટ શબ્દોના કોશ સાથે પહેલી જ વાર સંપાદિત થતું શામળનું આ કાવ્ય વિદ્યાર્થીઓ તેમ જ અન્ય અભ્યાસીઓને ઉપયુક્ત થશે એવી આશા છે.

પોતાની અનેકવિધ બીજી પ્રવૃત્તિઓ સાથે ભારતીય વિદ્યા ભવન ગુજરાતી ભાષા અને સાહિત્યનાં સંશોધન, અધ્યાપન અને પ્રકાશન અંગે યથાશક્ય જે કાંઈ કરતું આવ્યું છે, તેને આ નવા પ્રકાશન દ્વારા વેગ આપતાં આનંદ થાય છે.

ભારતીય વિદ્યા ભવન
૧૫ માર્ચ, ૧૯૫૫

જયંતકૃષ્ણ હ. દવે
માનાર્થ નિયામક,

# અનુક્રમ



★

# ભૂમિકા

## ૧. ઉપયુક્ત સાધનસામગ્રી

સંકલિત યાદીમાં મદનમોહનાની આઠ પ્રત નોંધાયેલી છે. આમાંથી ઇચ્છારામ સૂર્યરામના સંગ્રહવાળી બે પ્રતો પ્રયાસ કરવા છતાં ન મળી હોવાથી ઉપયોગમાં નથી લઈ શકાઈ. આ પહેલાં મદનમોહના પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક (પુ. ૬, અં. ૧)મા, બૃહત્કાવ્યદોહન (ભાગ પાંચમા)માં, શ્રોફ અને ભટ્ટ દ્વારા તેમ જ અન્યત્ર સ્વતંત્ર રૂપે મુદ્રિત થયેલી છે.

પ્રસ્તુત સસ્કરણન પાઠના સંપાદન માટે ઉપયોગમાં લીધેલી પ્રતોનું વર્ણન આ પ્રમાણે છે:

ક પ્રત. સંકલિત યાદીમાં આનો फा. ૫૭ ख તરીકે ઉલ્લેખ છે. આ પ્રતિ ફાર્બસ ગુજરાતી સભાના સગ્રહની નં. ૫૭ની છે. મોટા, ચોખ્ખા દેવનાગરી હસ્તાક્ષરમાં લખાયેલી છે. પ્રતિનાં કોઈ કોઈ પત્ર એકબીજા સાથે કેટલાક ભાગમાં ચોંટી ગયેલાં હતાં. કોઈએ તે જુદા પાડવાનો પ્રયત્ન કરેલો. તેમાં તેવાં પત્રના કેટલાક ભાગના અક્ષરો કાગળ ચોંટી જવાને કારણે કે શાહી ઉખડી જવાને કારણે બગડી ગયેલા હોઈ વાચી શકાય તેમ નથી. કુલ પત્ર (૬૧+૧૦૪=) ૧૬૫ છે. તેમા આગલા ૨૧ પત્ર નથી. પત્ર દીઠ સરેરાશ ૧૧થી ૧૨ પંક્તિ છે અને પંક્તિમા સરેરાશ ૨૨ અક્ષર છે. આ ૫૭ સખ્યાકની પ્રતમા બે કૃતિ છે. આરંભના ૬૧ પત્રમા સિંહાસન-બત્રીશીની ૧૨મી વાર્તા—વિક્રમચરિત્રની વાર્તા છે. આરભના ૨૧ પત્ર ન હોવાથી એ તૂટક છે. એ વાર્તા પૂરી થયા પછી મદનમોહના શરૂ થાય છે. તેના પત્રના અંક સ્વતંત્ર રીતે ૧થી ૧૦૪ સુધીના છે. છેલ્લી કડીનો અંક ૧૫૦૨ છે. વિક્રમચરિત્રની પ્રતિલિપિ સં. ૧૮૮૫ના આસો સુદી તેરશ ને રવિવારે પૂરી થયેલી છે, જ્યારે મદનમોહનાની પ્રતિલિપિ પૂરી થયાની તિથિ સં. ૧૮૮૬ના કાર્તક સુદ ચોથ ને શનિવાર છે. આ પ્રતને મુખ્ય—આધારભૂત પ્રત તરીકે સ્વીકારી છે.

પ્રતની લેખનગત વિશિષ્ટતા જોઈએ ત્યાં અનુસ્વારનો અભાવ (તુ, હુ, આપાનુ, હીડોલા, મીઠુ, સુદર, કીકર), ન જોઈએ ત્યાં અનુસ્વાર (સુંણીયે, સુંર, નુર, રુડો, રૂંપ), છુટો 'ય' નથી (કાયા ગઈ, રાએ)

ક.નો આરંભ શ્રીગણેશાય નમ ॥ શ્રી સારદાય નમ ॥ શ્રી ગુરુભ્યો નમ ॥ અથ મદનમોહનાની વાર્તા લખી છે ॥

ક.નો અંત ઇતિ મદનમોહનાની થા ॥ સામળભટનીરચીત આ શાપુરણ પ્રત પરમાણે લખી છે ॥ લખનારને ર્મ્યા દોસ દેસો નહી ॥ સંવત્‌ ૧૮૮૬ ના કારતીક સુદી ૪ શનેઉ સમત્ય શ્રીરસ્તુ

ખ પ્રત મ હવિત યાદીમા આ ફા ૨૬૬૬ તરીકે નોધાયેલી છે આ પ્રતિ પણ ફ્રા. ગુ. સભાના મગ્રહની ન ૨૬૬ની છે લીટી દોરીને લખેલા ગુજરાતી હસ્તાક્ષર મોટા ને સાફ છે, પણ લેખન અશુદ્ધ છે આખી પ્રતના કુલ પત્ર (૧૧૩+૮૭=) ૨૦૦ છે પત્ર દીઠ સરેરાશ ૨૧ થી ૨૨ પંક્તિ, અને પંક્તિમા સરનાશ ૧૪ થી ૧૮ અક્ષર છે આખી પ્રતમા બે કૃતિ છે આરંભના ૧૧૩ પત્રમા શામનકૃત અગડદત્તપુરીની વાર્તા ૧૭૭૮ કડી સુધી—ને એ રીતે અપૂરી—છે તે પછી મદનમોહના છે, જેના પત્રના સ્વતંત્ર અંક ૧ થી ૮૭ છે છે લી કડીનો અંક ૧૫૦૬ છે મદનમોહનાની પ્રતિલિપિ પૂરી કર્યાનો સમય ૧૯૦૮ના શ્રાવણ સુદ બીજ ને શુક્રવાર આપેલો છે

લેખનગત વિશિષ્ટતા (૧) અનુસ્વાર બાબત અરાજકતા—પુત્ર, દેરા, બુધી, સારદુ ત, મુરખ, શુન, જુવતી, નારી, નીચ, તુજ, મુજ, ત્યાગ, વગેરેમા અ ારણ, ચયન વગેરેમા તથા છેદુ, વણુ જડુ વગેરેમા આવશ્યકતા અભાવ (૨) ભૂતકાળ રૂપોમા યકાર નથી—જડુ છેદુ, વગેરે (૩) મંત્ર શ ર (૪) મોહેના, ગેહેણી જેવામા 'હે' (૫) 'વત' ને સ્થાને 'વન' (૬) મહારાજ, વેહેવાર, વગેરેમા હકાર સ્થાક જળવાયો છે, ક્યાક નથી (૭) સ્યુક્ત સ્વર ઉાર તેવા શબ્દોમા અશુદ્ધ જોડણી—પ્રર્ગટ, પુત્ર' વોરે (૮) મહાપ્રાણ સાથે વધારાનો હકાર મહાની, મહામ્ભાત (૯) હમો, દૈહી (સિંદ) રોદુ (ભદુ), ભરાખી, ગેહેર્સ સ્થાન શેહેર

પારંપરિક પાઠ્યના સમયની ક. પ્રત સાથે કી ધીક પાઠભેદ ક. ગ. પ્રતો જોવાની તેમજ પારંપરિકની દૃષ્ટિએ ખ. ા ચઢિયાતી શ્રોહ્યનો પાઠ ખ. ને દીમ્હીર મળેલો

ખ.નો આરંભ શ્રી ગણેશાયે નમા ॥ અથ વારતા મદનમોહનાની લખી છે

. **ખ.** નો અંત. ઇતિ શ્રી મંદનમોહનાની ક્થા ॥ પુંરણ શમાપતે ॥ શ્રી ॥ લખતગ પરતનાથી પુત્ર ભાઈ હરજીવંનદાશ (?) ગદીશ (?) સં. ૧૯૦૬ના વરખે શવંણ શુદ ૨ વાર શુકરે.

**ગ પ્રત.** સંકલિત યાદીમાં આ પ્રત વ ૫૪૯૮ ૪ તરીકે નોંધાયેલી છે. આ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરના સંગ્રહની નં. ૫૪૯૮ની પ્રત છે. વાંકાચૂંકા ઊંચાનીચા લખેલા દેવનાગરી અક્ષરો છે, પણ લઢણનો ખ્યાલ આવી જતાં થોડાક પ્રયત્ને વાંચી શકાય તેવા છે. પાઠ પ્રમાણમાં શુદ્ધ કહી શકાય. પ્રસ્તુત પ્રતમાં બે કૃતિ છે અને બંને કૃતિઓના પત્ર એકબીજાંથી ઊલટાસૂલટા બાંધેલા છે. મદનમોહના સિવાયની બીજી કૃતિ દશમસ્કંધ છે. ૨૩૯ સુધીનાં પત્ર છે. છેવટનાં પત્ર ઘણા જ જીર્ણ ને અંત ત્રૂટક છે. મદનમોહનાનું પણ તેવું જ છે. તેના માત્ર ૪૩ પત્રો છે, ને છેવટના પત્રો જીર્ણ છે. મદનમોહનાની પ્રતમાં પત્રદીઠ સરેરાશ ૧૯થી ૨૧ પંક્તિ છે, અને પંક્તિદીઠ સરેરાશ ૧૩થી ૧૬ અક્ષરો છે. ૬૪૯ કડી પછી પ્રત ત્રૂટક છે. પ્રતિલિપિ-સંવત્ નથી.

લેખનગત વિશિષ્ટતા : સકાર—સીવસક્તિને, હકાર—પાહાનીયે; મહાપ્રાણ કે વિવૃત સ્વર હોય ત્યાં વધારાનો—મેહેઘ, ઘેહેર, ઘેહેલો, નેહેણ; ભૂતકાલિક રૂપો યકાર વિનાના—પામા, ઇકાર કે એકાર પછી આવતા સ્વર પૂર્વે યકાર: પાહાનીયે, મેડીયો, વેયેરી, ક્વચિત મહાપ્રાણનો અલ્પપ્રાણ—ગણી (=ઘણી), અત (=ધ્રત), દુજે (ધ્રુજે), નજીકના અક્ષરો જોડીને લખવાનું વલણ—મણું, હણું, અણું (અરણ્ય), સ્મોવડ, પ્રગ્ટુ, પુસં, ફી એવી જોડણી.

પાઠપર પગ ક. ની સાથે ઘણી જ નિકટતા ધરાવતી.

ગ. નો આરંભ વારતા મદનમોહેનાની લપી છે। શ્રીગણેસાય નમઃ શ્રીગુરભ્યો નમ

**ઘ પ્રત.** સંકલિત યાદીમાં આ પ્રતનો આંક દ. ૩૨૨ છે. પ્રત ગુજરાત વિદ્યા સભાના સંગ્રહની નં. ૩૨૨ વાળી છે. મોટા સાફ દેવનાગરી અક્ષરો. પાઠ શુદ્ધ. પ્રત આરંભમાં ત્રૂટક. ૨૯મા પત્રથી (૪૮૯મી કડીથી = સંપાદિત પાઠની ૩૦૬મી કડીથી) શરૂ થાય છે અને ૧૦૧મા પત્ર પર પૂરી થાય છે. છેલ્લી કડીનો આંક ૧૭૭૨ છે. પત્રદીઠ આશરે ૨૦ પંક્તિ અને પંક્તિદીઠ આશરે ૧૨થી ૧૪ અક્ષર. લેખનસંવત નથી.

લેખનગત વિશિષ્ટતા : નાસિક્ય ધ્વનિઓનો સંદર્ભ બાદ કરતાં અનુનાસિક ઘણુંખરું નથી; ભૂતકાલિક યકાર ક્વચિત.

ઘ. નો અંત : ઈતિ શ્રી ક્યારસ વારતા મદનમોહનાંની કવી સાંમલદાસ કૃત સંપૂર્ણું ।। સમાપ્ત થઈ છે. સામી પ્રત પ્રમાંણે લખી છે ।। ભગ્ન પ્રષ્ઠ કટીગ્રીવં સ્તબ્દ દ્રષ્ટી અધોમુખઃ કષ્ટેન લીખીતં ગ્રંથં યત્નેન પરીપાલયે.

ચ પ્રત. સંકલિત યાદી પ્રમાણે આનો આંક દ ૨૦૪ છે. આ ગુજરાત વિદ્યા સભાના સંગ્રહની પ્રત છે. અક્ષરો પ્રમાણમાં મોટા છૂટા દેવનાગરી છે. પત્રદીઠ પંક્તિ ૨૪થી ૩૦, પંક્તિદીઠ અક્ષર ૧૫થી ૧૭. પાઠ ક્વચિત્ અશુદ્ધ, ક.ને લીટીએ અનુસરતો. આરંભમાં ત્રૂટક: પહેલાં બે પત્ર નથી (એટલે સંપાદિત પાઠની ૧૫૨ મી કડીથી આરંભ). અંત પણ ત્રૂટક. ૫૨ પછીનાં પત્ર (એટલે સંપાદિત પાઠની ૧૦૩૧ કડી પછીનો પાઠ) નથી. છંદના ફેર સાથે કડીનો આંક દર વખતે નવેસરથી શરૂ કરેલો છે. વચ્ચેવચ્ચે કોઈ કોઈ વાર સળંગ આંક પણ આપેલો છે.

લેખનગત વિશિષ્ટતા : અનુસ્વારનો અભાવ—કુદન, સુદરી, બધર, કથ, સુદરી; ભૂતકાલિક રૂપોને અંતે ‘ઈયો—લાવીયો, આવીયો; સાથે ‘અહુ’ વગેરે; હકાર—ઘેહેલા, વહેનાગ, અહીરાવત, મેહે, વેહેરી, કાંહાંન, આમાહારે (=અમારે); ઉપરાંત ‘વીખવીખ’, વીક્ષ (વિષ), ઘ્રત (ઘૃત), ગૃધ્ર, સખીયો; જમ, વગેરે.

છ પ્રત. સંકલિત યાદી પ્રમાણે આ નં. દ ૫૩૨ ની ગુજરાત વિદ્યા સભાની શિલાછાપ પ્રત છે. મુખપૃષ્ઠ આ પ્રમાણે છે:

મદનમોહનાની વારતા, શાંમળભટની કરેલી. આ પ્રાંતના લોકોને વાસ્તે બાપુભાઈ અમીચંદના છાપખાનામાં છાપી. અમદાવાદ સને ૧૮૫૮.

મુખપૃષ્ઠ ઉપર શામળનું ચિત્ર, અંદર મદન ને મોહનાનું. પૃષ્ઠ ૨૭૧. છેલ્લી કડીનો આંક ૧૫૦૧. લીટી દોરીને લખેલા ગુજરાતી અક્ષર. પાઠપરંપરાની ક. સાથે ઘનિષ્ઠ નિકટતા.

લેખનગત વિશિષ્ટતા : સંયુક્ત વ્યંજનોને છૂટા કરી લખવાનું વલણ—શશતર, બરાંમણ, વીપર, વગેરે; ‘ષ’ નહીં ‘ખ’; ‘ડાહ્યા’, ‘ગીહે’, ‘શાખ’; સર્વત્ર શકાર.

છ. નો આરંભ: શ્રીગણેશાય નમ:॥ શ્રી શારદાએ નમ:॥ અથ વારતા મદનમોહનાની લખી છે॥

છ. નો અંત: ઈતિ શ્રી મદનમોહનાની વારતા શંપુરણં॥ એ વારતામાં કોએક દશક્ત તથા કાનોમાતરા અદકો ઓછો લખાણો હોઅ તો તે પંચની શાખે ગુનો માફ કરજો.

જ પ્રત. સંકલિત યાદીમાં આ પ્રતની નોંધ નથી લેવાઈ. આ ફાર્બસ સભાની નં. ૪૯૪ની શિલાછાપ પ્રત છે. પૃષ્ઠ ૧૫૦. કડી સંખ્યા ૧૫૦૧. આરંભમાં એક ચિત્ર. મુખપૃષ્ઠ આ પ્રમાણે:

મદનમોહનાની વારતા, શામલભટની કરેલી. તે બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠક એઓએં, મુબઈ મધ્યેં જગદીશ્વર છાપખાનામાં છપાવી પ્રસિદ્ધ કરી છે. સંવત ૧૯૪૯.

આ છ. ની પ્રતિકૃતિ જેવી જ છે. કવચિત્ જોડણી ને પાઠમાં ફરક પડે છે. અનુસ્વાર છે. ઘણીવાર શકાર. યકાર ઓછો. સંયુક્ત વ્યંજનો છૂટા લખવાનું વલણ. ભાષા પ્રમાણમાં અર્વાચીન.

જનો અંત: ઈતિ શ્રી મદનમોહનાની વારતા શંપુરણ,

શ્રો. ઉપર્યુક્ત હસ્તપ્રતો અને શિલાછાપ પ્રતો ઉપરાંત અવારનવાર હી. વ. શ્રોફ અને છો. ન. ભટ્ટની મુદ્રિત મદનમોહના (આવૃત્તિ ત્રીજી, ૧૯૨૧)ના પાઠાંતર પણ કોઈ કોઈ સ્થળે નોધ્યાં છે. શ્રોફના ગ્રંથપાઠ માટે ઓછામાં ઓછી બે પ્રતનો તો ઉપયોગ થયો હશે એમ સમજાય છે ને પેટલાદમાંથી મળેલી એક પ્રતમાંથી દસબાર પાઠાંતર પરિશિષ્ટમાં નોંધેલા છે. સંપાદન માટે ઉપયોગમાં લીધેલી સામગ્રીનુ વર્ણન ન આપ્યુ હોવાથી પાઠપસંદગીનાં ધોરણ, પાઠ રજૂ કરવાની પદ્ધતિ, વગેરે વિશે આપણે કશું જાણતા નથી. એટલે અર્થદૃષ્ટિએ અગત્યનું જણાયું તે જ પાઠાંતર નોધ્યું છે. પાઠપરંપરા ખ. પ્રતને મળતી છે. સંપાદકોએ જોડણી મૂળની નહીં પણ સુધારીને આપી હોવાનું જણાય છે. કડીની સંખ્યા ૧૨૯૬ છે.

આ પ્રમાણે પ્રસ્તુત સંસ્કરણમાં ગ્રંથપાઠ પાંચ હસ્તપ્રતો, બે શિલાછાપ પ્રતો અને એક મુદ્રિત પ્રતને આધારે તૈયાર કર્યો છે.

આ ઉપરાંત ફાર્બસ સભાના સંગ્રહમાં નં. ૭૧૩ની બીજી પણ શિલાછાપ પ્રત છે. તેનાં પૃષ્ઠ ૨૯૯ ને કડી સંખ્યા ૧૫૦૧ છે. મુખપૃષ્ઠ આ પ્રમાણે છે:

મદનમોહનાની વારતા—શામલ ભટની કરેલી, તે મુંબઈમાં બાપુ હરશેઠ દેવલેકરના છાપખાનામાં ફરીથી છાપી છે. સં. ૧૯૧૧, શકે ૧૭૭૭.

અંત છ. નો છે તે જ. આ પ્રત સમગ્રરૂપમાં છ. ની જ પ્રતિકૃતિ હોવાથી ઉપયોગમાં નથી લીધી.

આ સામગ્રીમાંથી, શરૂઆતમાં કહ્યું તેમ ક. પ્રતને મુખ્ય, આધારભૂત પ્રત તરીકે ગણી છે, અને કોઈ કારણે તેનો પાઠ ઊતરતો લાગ્યો ત્યાં જ અન્ય પ્રતનો પાઠ સ્વીકાર્યો છે.

## ૨. સંપાદનપદ્ધતિ

ઉપલબ્ધ પ્રતોમાંથી સમયની કે જોડણી ને ભાષાની પ્રાચીનતાના ધોરણે પ્રાચીનતમ ઠરાવી શકાય તેવી પ્રતને મુખ્ય પ્રત ગણી છે, અને સંપાદિત ગ્રંથપાઠ તેને આધારે તૈયાર કરવામાં આવ્યો છે. બીજી પ્રતોનાં પાઠાંતરો સંપાદિત ગ્રંથપાઠની કડી અને પંક્તિના ક્રમે ગ્રંથપાઠની નીચે નોંધવામાં આવ્યાં છે. સંદર્ભ માટે આવશ્યક હોય તેવા અપવાદો બાદ કરતાં બીજી પ્રતોમાં મળતા વધારેના પાઠને સંપાદિત ગ્રંથપાઠમાં સ્થાન આપવામાં નથી આવ્યું. તે જ પ્રમાણે મુખ્ય પ્રતની એક કે વધારે કડીઓ બીજી એકે પ્રતમાં ન મળતી હોય તેવી બાબતોમાં તે કડીને સંપાદિત ગ્રંથપાઠમાંથી કાઢી નથી નાખવામાં આવી. પણ સંદર્ભ, જોડણી કે ભાષાની પ્રાચીનતા, અર્થનું ઔચિત્ય વગેરે દૃષ્ટિએ મુખ્ય પ્રતનો પાઠ સ્પષ્ટ રીતે નિકૃષ્ટ લાગ્યો ત્યાં અન્ય પ્રતનો ઉત્કૃષ્ટ લાગ્યો તે પાઠ સ્વીકાર્યો છે, અને મુખ્ય પ્રતના પાઠને પાદનોંધમાં મૂક્યો છે. ટૂંકમાં એક નિયમ તરીકે પ્રમાણ, ક્રમ; ભાષા ને જોડણી એમ દરેક વિષયમાં મુખ્ય પ્રતને આધારભૂત ગણવામાં આવી છે.

પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદનમાં પાઠાંતરોની નોંધ એ એક ખૂબ ગૂંચવે તેવો પ્રશ્ન છે. અનેક કારણે પ્રતોમાં જોડણી બાબત સંપૂર્ણ અરાજકતા પ્રવર્તતી જોવામાં આવે છે. એકની એક પ્રત એકના એક શબ્દની જોડણીની બાબતમાં તદ્દન વિસંગત માલુમ પડે છે. આ પ્રકારની અવ્યવસ્થા (૧) હ્રસ્વ ને દીર્ઘ 'ઇ' તથા 'ઉ', (૨) 'ઓ' અને 'ઉ', (૩) અનુસ્વાર તેમ જ અનુનાસિક, (૪) તૃતીયા-સપ્તમીનો 'ઈં', 'યેં', 'એં', (૫) 'ય' શ્રુતિ, (૬) 'ક્ષ', (૭) 'સ' અને 'શ', (૮) 'હ' શ્રુતિ કે 'હ' અને તેના અનુગામી સ્વરની પૂર્વાક્ષર પર અસર ('કહે', 'કહે'

વગેરે ), (૯) 'જ' ને 'ઝ', (૧૦) 'ટ' ને 'ઠ', તથા 'ડ' અને 'ઢ', (૧૧) 'ય' અને 'ખ', (૧૨) 'લ' અને 'ળ' એ વિષયમાં હોય છે એક જ શબ્દની જોડણીમાં એક જ પ્રતમાં 'ઇ' ને 'ઉ' એક સ્થળે હ્રસ્વ મળે ને બીજે સ્થળે દીર્ઘ પણ મળે શબ્દાન્તે ક્યાંક 'ઉ' મળે તો ક્યાંક 'ઓ' તૃતીયા સપ્તમીનો પ્રત્યય સાનુનાસિક તેમ જ નિરનુનાસિક બન્ને રૂપે મળે તેવું જ વર્તમાન ત્રીજા પુરુષના 'ઇ' પ્રત્યયનું અને નાસિક્ય ધ્વનિઓ (nasals) પૂર્વેના સ્વરનું ('ગામ', 'ગામ') 'ય' શ્રુતિ અને ભૂતકાળના 'ય'ની બાબતમાં પણ જે પ્રત 'ય' શ્રુતિ આપતી હોય તેમાં પણ કોઈનાર 'ય' શ્રુતિ વગરનો શબ્દ હોય છે તત્સમ શબ્દો પણ શુદ્ધ લખવાનું વલણ કોઈક જ પ્રતમાં હોય છે, અને ત્યાં પણ સંપૂર્ણ સુસંગતતાની આશા રાખવી નકામી છે

આ તો થઈ માત્ર જોડણીભેદોની વાત જોડણીભેદ સિવાયના પાઠભેદો પણ કમ નથી બહુવચન અને એકવચનની અદલબદલ કે એક કાળના રૂપને બદલે બીજા કાળનું રૂપ, અથવા તો 'ને' 'જ', 'જે', 'તે', 'તો', 'આ', 'કે' વગેરે જેવા પાદપૂરકો એ સૌને લઈને ઉદ્ભવતા પાઠાંતરો પણ પાર વગરના છે વળી અનુક એ પ્રતના પાઠને બદલે દરેક પ્રત્યંતરમાં જુદાજુદા પર્યાયો ને સમાનાર્થ કે લગભગ સમાનાર્થ ઉક્તિઓ પણ અનેકાનેક સ્થળે મળે છે અને અર્થફેર હોય તો પણ મૂળ વાત માટે કશી જ જેવી અગત્ય ન ધરાવતા હોય એવા પાઠાંતરની સંખ્યા પણ અલ્પ નથી આ રીતે એક જ કૃતિના ત્રણ ચાર પ્રતોની તુલનાને આધારે જોવામાં આવતાં પાઠાંતરોની સંખ્યા એટલી હોય છે કે તેની નોંધનું કામ એ બધી પ્રતોનો અલગ પાઠ ઉતારવાના કામ કરતાં પણ વધારે જટિલ બનતું જાય છે પ્રાચીન ગુજરાતી કૃતિઓ ઘણુંખરું પદ્યમાં હોવાથી અને તેમને માટે વધતે ઓછે અંશે ગેય હોય તેવા મુખ્યત્વે મુક્ત માપના છંદો પ્રયોજાયા હોવાથી પાઠનિર્ણયમાં અન્યત્ર જે છંદનું સાધન ખૂબ મૂલ્યવાન બની રહે છે, તે અહીં જરાયે કાર્યસાધક રહેતું નથી

આવા સંજોગોમાં બધાયે પાઠાંતરો નોંધવા કે અમુક જ ? બધાયે નોંધવા જતાં જે સમય શ્રમ વગેરેનો વ્યય થાય તેના પ્રમાણમાં તેમનું મૂલ્ય ખરું ? અમુક જ નોંધવાં તો પસંદગીનું ધોરણ શું રાખવું ? વગેરે પ્રશ્નો પ્રાચીન ગુજરાતી કૃતિના સંપાદકની સામે આવીને ઊભા રહે છે

અને પાઠાંતરોના જંગલને લક્ષમાં લેતાં તેમાંથી એક છાપ આપણા ઉપર એવી પડે છે કે અશુદ્ધ અને અર્થપાઠ પ્રકારી કે અનિશ્ચિત સ્વરૂપનો જ હતો—એટલે કે સંસ્કૃતપ્રાકૃતાદિ કૃતિઓના મૂળ પાઠના સ્વરૂપ અંગે જે નિશ્ચિતતા હતી, તેવી મધ્યયુગીન ગુજરાતી કૃતિઓ માટે ન હતી. ઉપર ઉલ્લેખ્યું તેવા જોડણીના વૈવિધ્યથી કે અહીંતહીં દેખાતા શાબ્દિક પરિવર્તનથી પણ મૂળ ગ્રંથકર્તાએ પોતાની કૃતિમાં કોઈ ખાસ ફેરફાર થયો હોવાનું—કે તેમાં કશું વાંધાભર્યું હોય તેવું નહીં લાગતું હોય. મુખ્ય કથાનકમાં કે ઘટનાઓ ને વીગતોમાં પરિવર્તન થયેલું ન લાગે ત્યાંસુધી પાઠમાં થતો શાબ્દિક ફેરફાર લક્ષમાં લેવાની કોઈને જરૂર જ ન લાગતી.

હાથપ્રતોમાં જોડણીને લગતી વ્યવસ્થા કે સુસંગતતા નથી જોવા મળતી એ ખરું, પણ ચીવટ અને ચોકસાઈથી તપાસવાને બદલે સ્થૂળમાને જોતાં દરેક હાથપ્રતમાંથી અમુક જોડણીવલણો સ્પષ્ટ રીતે તારવી શકાશે અને તે તે પ્રતોની જોડણી કાંઈક અંશે એ તારવેલા વલણોને અનુરૂપ જોવામાં આવશે. જે પ્રત 'સ' ને 'શ'ને બદલે માત્ર 'સ' જ લખતી હોય, તેમાં ઘણુંખરું સર્વત્ર 'સ' મળશે, બીજી કોઈમાં ઘણુંખરું 'શ' મળશે. કોઈમાં 'ય' શ્રુતિ કે 'વ' શ્રુતિ નોંધવાનું વલણ સ્પષ્ટરૂપે જોઈ શકાશે, તો કોઈમાં તેનો અભાવ જણાશે. જો કે 'ઇ'-'ઉ' કે અનુનાસિકની બાબતમાં આવું ચોક્કસ વલણ ઓછું જોવા મળે છે. એક ને એક વાર એ પ્રતના જોડણીવલણો નજરમાં આવી જાય એટલે પછી તેની લેખનવિષયક વિશિષ્ટતાઓ વિશે નવું જાણવાનું બહુ ઓછું રહે છે. બધાયે પાઠાંતરો નોંધવામાં આવે તો તેમાં, જોડણીને લગતાં પાઠાંતરો એમનાં એમ આવ્યા કરશે અને તેથી તે તે પ્રતના ભાષાવલણ કે જોડણીગત વિશિષ્ટતાઓ વિશે કશો વધારાનો પ્રકાશ નહીં પડે.

આ હકીકતને લક્ષમાં રાખીને પ્રસ્તુત સંપાદનમાં પાઠનોંધની એક વિશિષ્ટ પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી છે. મુખ્ય પ્રતની પહેલી સો પંક્તિ સુધી તુલનાપ્રાપ્ત પ્રતોના બધાયે પાઠાંતરોની નોંધ લેવામાં આવી છે. પછીથી ખાલી જોડણીવિષયક પર્યાયાત્મક કે પાદપૂરકને લગતા પાઠાંતરોની નોંધ નથી લીધી—સિવાય કે વ્યાકરણની વિશિષ્ટ જોડણીની કે એવી કોઈ દૃષ્ટિએ તેમની અગત્ય હોય. આથી દરેક પ્રતની લેખનવિષયક વિશિષ્ટતાઓનો અને તેના વિશિષ્ટ જોડણીવલણોનો જરૂર પૂરતો ખ્યાલ આપણને મળી રહે છે અને સાથે નિરર્થક પાઠાંતરોથી પાદનોંધ ફુલાવવાના શ્રમમાંથી બચી જવાય

છે. પણ ભાષાની, અર્થની યા બીજી કોઈ દૃષ્ટિએ મૂલ્યવાન જણાતાં પાઠાંતરોની નોંધ અચૂક લેવામાં આવી છે. અને સંપાદિત ગ્રંથપાઠમાં, મૂળની કોઈ પ્રતમાં ન હોય તેવા એકે કલ્પિત પાઠને સ્થાન આપવામાં નથી આવ્યું. એકે પ્રતોમાં ન હોય તેવી જોડણીવાળો પાઠ વિશિષ્ટ કારણે ક્યાંક કલ્પવો ઉચિત ધાર્યો છે, ત્યાં પાઠને આડકતરી રીતે પ્રતોનો આધાર છે.

ચરણ ના ચાલ્યા, ચરણ ન ચાલે
મેલ્હી, મેહેલી, મેહલીને
આંણે, એણે.
તુજને તાંહાં માર્યો જાંણશુ, તુઝને માર્યો અમે જાણસ્યું.
રઢીયાલે રુપ, રઢિયાળાં રૂપ, રઢીઆલું રુપ
ઘણો, ઘણુ, ઘણા
મનમાં આણી પ્રીત્ય, મન આણીને પ્રીત
કેહેજ્યો મુને, કહેજી મુને, કહો જો મુને.
પ્રધાંનને સુંપ્યું પાટ, પરદાનને તો શોપો પાટ

આ જાતના પાઠભેદોની પ્રસ્તુત સંપાદનમા નોંધ લેવામાં નથી આવી, સિવાય કે બીજી કોઈ દૃષ્ટિએ તેમની અગત્ય હોય.

સંપાદિત ગ્રંથપાઠની જોડણી મુખ્ય પ્રત પ્રમાણે નિયમ તરીકે રાખી છે. તેમાં વિસંગતતા હોય તો પણ ઘણુંખરું જેમની તેમ રહેવા દીધી છે. માત્ર જ્યારે કોઈ વાર મુખ્ય પ્રતને આધારે નિયમ તરીકે સ્વીકારેલી જોડણીથી જુદી જોડણીવાળો પાઠ મુખ્ય પ્રતમાં હોય, અને અન્ય પ્રતોમાંથી કોઈનો પાઠ, સ્વીકૃત જોડણીને અનુરૂપ હોય ત્યારે મુખ્ય પ્રતના પાઠને જતો કરી, તે બીજી પ્રતોના પાઠને લેવામા આવ્યો છે. કેટલીક વાર મુખ્ય પ્રતથી મુકાબલે અર્વાચીન ભાષાભૂમિકા રજૂ કરતી પ્રતનો પાઠ અન્ય કારણે ઉત્કૃષ્ટ લાગતાં સંપાદિત ગ્રંથપાઠમા સ્વીકારવામા આવ્યો છે, ત્યા ગ્રંથપાઠની સામાન્ય જોડણીથી તે પાઠની જોડણી જુદી પડતી હોવા છતાં અને એ રીતે સંપાદિત ગ્રંથપાઠમાં એ પ્રકારની જોડણીનુ કોઈક કોઈક સ્થળે મિશ્રણ થતું હોવા છતાં, તેને એમને એમ રાખી છે; એટલે કે ક્વચિત્ જોડણીની એકરૂપતાને ભોગે પણ પ્રતોના મૂળ પાઠ સાથે કશી છૂટ લેવામાં નથી આવી. તત્સમ શબ્દોની બાબતમાં પણ પાઠને શુદ્ધ કરવાનો કે અન્ય પ્રતોમાં

શુદ્ધ જોડણીવાળો પાઠ મળતો હોય તો તેને સ્વીકારવાનો આગ્રહ નથી રાખવામાં આવ્યો.

સંસ્કૃતપ્રાકૃત ગ્રંથોના સંપાદનમાં સ્વીકારાતી પાઠનોંધની પદ્ધતિથી જુદી પડતી પદ્ધતિ પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદન માટે અહીં સ્વીકારવાનું મુખ્ય કારણ શરૂઆતમાં સૂચવ્યું તેમ એક જ છે. આપણી મધ્યકાલીન જોડણી એટલી અનિશ્ચિત સ્વરૂપની હતી, અને મૂળ કૃતિના ભાષા, જોડણી કે ગ્રંથપાઠ જાળવી રાખવા માટે એટલી ઓછી ચીવટ રખાતી કે ઉપલબ્ધ હાથપ્રતોને આધારે પાઠ, ભાષા ને જોડણી નિશ્ચિત કરવાનું કામ અશક્યવત હોય છે. તેમાં ભાષાસ્વરૂપમાં ચાલુપણે થયેલાં ઝડપી પરિવર્તનોનો ફાળો પણ ઘણો છે. આથી સંસ્કૃતપ્રાકૃત કૃતિઓના માટે, પ્રતોની તુલનાદ્વારા કૃતિના મૌલિક સ્વરૂપની નજીક પહોંચવાની જે શક્યતા છે, તે પ્રાચીન ગુજરાતી કૃતિઓ માટે નથી. આમ હોવાથી સંસ્કૃતપ્રાકૃત કૃતિઓના સંપાદનમાં પ્રયુક્ત પાઠનોંધની પદ્ધતિ પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદનમાં કાર્યસાધક નથી બનતી. એટલે પ્રસ્તુત સંપાદનમાં એ સામાન્ય પદ્ધતિ આવશ્યક ફેરફાર કરીને સ્વીકારી છે.

## ૩. મદનમોહના કથાનકની રૂપરેખા

### મુખ્ય કથા

મથુરાનો રાજા મધુસૂદન અને રાણી મધુસૂદના. તેમની રૂપવતી કુંવરી મોહના મોટી થતાં તેના વિવાહ માટે સચિંત બની રાણીએ કોઈ યોગ્ય વર સાથે તેને પરણાવી તેને ઘર જમાઈ રાખવાની રાજાને વાત કરી. રાજાએ પણ વર ખોળાવવાનું વિચાર્યું. એટલામાં ઇંદ્રજિત પ્રધાન આવતાં રાજાએ તેને વાત કરી.

પ્રધાને વર ખોળવાનું માથે લીધું, અને દરમિયાન પરદેશથી આવેલા શુકદેવ પંડિત પાસે કુંવરીને ભણવા મૂકવાનું સૂચવ્યું. રાજાએ પંડિતને બોલાવી માનપાન દીધાં અને કુંવરીને બધાં શાસ્ત્રો ભણાવવા સોંપી. વસંતપંચમીનું મુહૂર્ત નક્કી કર્યું.

કુંવરી ને પંડિતનો સમાગમ થતાં તેઓ પરસ્પર ન આકર્ષાય તે માટે રાજાએ એક પ્રપંચ કર્યો. પુત્રીને એકાંતમાં કહ્યું: નગરીમાં આવેલા એક મોટા પંડિત આગળ તને ભણવા મૂકવાની છે, પણ તે પંડિત કોઢિયો હોવાથી

તેનુ મોઢુ જોતા તને પણ દોષ લાગશે એવી મને બીક છે એટલે કુવરીએ કહ્યુ મારે ભણવા સિવાય બીજુ શુ કામ ? ને તેણે પ ડિતનુ મોઢુ ન જોવાની પ્રતિજ્ઞા લીધી એ પછી રાજાએ પ ડિતને પોતાની તેવી જ બનાવટી વાત કહી કે મારી કુવરીમા રૂપગુણની કશી ખામી નથી માત્ર તેનો જન્મ ચિત્રા નક્ષત્રમા હોવાથી તેનામા ડામણ જેવો દોષ છે તેને કોઇનું મુખ જોવુ ગમતુ ન હોવાથી પોતે આધળી હોવાનુ કહી આખે પાટા બાધે છે પ ડિતે પણ કુવરીનુ મુખ ન જોવાની પ્રતિજ્ઞા કરી આ પ્રમાણે ગોઠવણ કરી, પરદાની આડશ રાખી મોહનાને પ ડિત પાસે ભણવા બેસારી કેટલાક સમયમા તે બધી વિદ્યાકળામા પારગત થઈ ગઈ

પ ડિતની પાસે કોઈકોઈ વાર પ્રધાનનો પુત્ર મદનસેન પૂછપરછ માટે આવતો રૂપગુણમા તેની જોડી ન હતી

એક વાર કુવરીની પરીક્ષા કરવા પ ડિતે તેને એક એક કરીને ચોવીશ સમસ્યા પૂછી કુવરીએ બધાના સાચા ઉત્તર આપ્યા પચ્ચીશમી સમસ્યાનો ઉત્તર ખોટો માનીને પ ડિતે આવેશમા આવી જઈ મોહનાને કઠોર વચન કહ્યા પોતાના સાચા ઉત્તરને ખોટો કહી ઉતારી પાડવાથી કુવરીએ બીજમા પ ડિતને 'કોઢિયો' કહ્યો સામેથી પ ડિતે તેને 'આધળી' અને 'શામણ' કહીને નવાજી આ સાભળી કુવરીને થયુ જેવી હુ આધળી અને શામણ એવો જ પ ડિત કોઢિયો મારા પિતાએજ આ પ્રપચ કર્યો લાગે છે પ ડિત ઘણો રૂપાળો ને ગુણવ તો હોવો જોઈએ

એટલામા ત્યા બેઠેલા પ્રધાનપુત્ર મદને કહ્યુ કે બ ને નકામા ઝગડો છો, કેમકે બ નેનો ઉત્તર સાચો છે આ શબ્દો સાભળતા મોહનાએ પરદો હટાવ્યો, તો મદનનુ અદ્દ્ભુત રૂપ તેની નજરે પડ્યુ તે ક્ષણેજ તે તેના પ્રેમમા પડી ગઈ, મનમા ને મનમા એ જ વર આપવાની અ બિકાને પ્રાર્થના કરવા લાગી, ને એના વિના બીજા પુરુષ ભાઈબાપ હોવાની તેણે પ્રતિજ્ઞા કરી પછી પ ડિતને પગે પડી અવિનય કર્યા બદલ મોહનાએ ક્ષમા માગી રાજાએ બ નેને ખોટુખોટુ ભરમાવ્યાનો સ્ફોટ થયો પ ડિતે તેને પુત્રી ગણી, ને તેના અ તરની વાત જે કઈ કહેવી હોય તે કહેવા જણાવ્યુ મોહનાએ પ્રધાનપુત્ર મદનના સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે ઉત્તમ લક્ષણો ગણાવી, તેને જ પરણવાની પોતે પ્રતિજ્ઞા કરી હોવાનુ કહી, બ નેને ગુપ્ત રીતે ગાધર્વ વિધિથી પરણાવી દેવા પ ડિતને વિનવ્યો આવી વાતને સાવ અઘટિત ગણી

મદને તેનો વિરોધ કર્યો: એવું કરતાં વાત બધે જાહેર થયા વિના ન જ રહે, ને પરિણામે રાજા સહકુટુંબ તેના ઉપર ત્રાસ ગુજારી એને શૂળીએ ચડાવે, ને ઘરબાર લૂંટી લે. જગત આખું ફિટકાર વરસાવે ને તેને કુલાંગાર ગણે. ક્યાં હીંગમરી તોળતા કૃપણ વાણિયા, ને ક્યાં રાજકુંવરી! બન્ને વચ્ચે કેટલું અંતર! આ રીતનાં અનેક વચન કહી રીસે ભરાઈને મદન ચાલ્યો જતો હતો, ત્યાં મોહનાએ તેનો હાથ પકડી બેસાર્યો ને ખોળામાં મસ્તક મૂકી કહ્યું: જો તું મને નહીં વરે તો હું પ્રાણત્યાગ કરીશ.

આવી વિષમ પરિસ્થિતિ જોઈ પંડિતે મોહનાને કહ્યું: તારી હઠથી આપણા ત્રણેનો જીવ જશે. રાજાનો કોપ ભયંકર હોય છે. ને તું તો બાળક ગણાઈ છૂટી જઈશ પણ અમારું મોત ઊભું થશે. પણ કળથી કામ લેશું તો કામ ધીમે ધીમે પાર પડી જશે. એટલે મોહના બોલી: તમે મરો ને હું જીવું તો મારી ઉપર પ્રલયકાળનું પાપ. એટલે ઉતાવળે કામ ન કરવા ઉપર મદને એક દૃષ્ટાંત કહ્યું.

### અવાંતર કથા પહેલી:
### સહસા કામ ન કરવા ઉપર મદને કહેલું વણિકપુત્રનું દૃષ્ટાંત

નરેંદ્રપાળ રાજાના ગોકુળપુરમાં રહેતો દેવેશ્વર બ્રાહ્મણ વિદ્વાન કવિ હતો, અજાચક હતો ને દરિદ્ર હતો. એક દિવસ તેની સ્ત્રીએ દરિદ્રતામાં સબડતી વિદ્યાને વખોડી કાઢી, એટલે વિદ્યા આગળ લક્ષ્મી દાસી હોવાનું કહી બ્રાહ્મણે એક શ્લોક રચી, લખીને બ્રાહ્મણીના હાથમાં આપ્યો અને સવા લાખના મૂલે તે વેચી આવવા કહ્યું. દીપચંદશા દાણીનો દીકરો દયાળચંદ, શ્લોકનો કાગળ હાથમાં લઈને ચૌટામાં ઊભેલી બ્રાહ્મણી પાસે આવ્યો. સહસા કામ ન કરવા ઉપર શ્લોક હતો. વાંચીને તેણે સવાલાખ ટકા ગણી આપી શ્લોક ખરીદી લીધો. બ્રાહ્મણી સંતુષ્ટ થઈ ઘેર આવી. દયાળચંદે શ્લોકનો કાગળ લઈ જઈને મેડી ઉપરના પોતાના શયનગૃહમાં ચોડ્યો.

હવે સમય જતાં તેની પંદર વરસની સ્ત્રીને સીમંત આવ્યું. તેની પંચમાસી પછી દયાળચંદને વેપાર અર્થે હકાબખ્ખર ને જાવા વહાણ લઈને જવું પડ્યું. પાછળ તેને ત્યાં બત્રીશલક્ષણો પુત્ર અવતર્યો. પુત્ર મોટો થવા લાગ્યો. બાર વરસે પુષ્કળ દ્રવ્ય રળીને વહાણ પાછાં આવ્યાં. ગુપ્ત રીતે પોતાના ઘરની ચર્ચા જોવાના વિચારથી દયાળચંદ હાથમાં કટાર લઈ મધરાતે

પોતાને ઘેર આવ્યો પોતાની સુવાની મેડીએ દીવા બળતા દીઠા હીંડોળાખાટ પર તેની જુવાન પત્ની સુતેલી હતી કેશ છુટા ને કપડા અસ્તવ્યસ્ત હતા દીકરાની પાકેલી આંગળીએ અત્યંત પીડા થતી હતી, તેથી આંગળી માના મોઢામા રાખી, માથુ ખોળામા મુકી તે ઊંઘતો હતો બંનેના હાથ એક-બીજા ઉપર હતા સત્તાવીશ વરસની સ્ત્રી સત્તરની લાગતી હતી અને બાર વરસનો દીકરો બાવીશનો જણાતો હતો દયાળચંદને થઇ ગયુ કે આ કોઈ જાર આવીને મારી સ્ત્રીને ભોગવે છે કોપાવેશમા આવી બારીએથી અંદર ઊતર્યો ને જ્યા કટાર ઉગામી, ત્યા ભીંતે ચોડેલા સહસા કર્મ ન કરવાના સવાલાખના શ્લોકના ઉપર તેની નજર ગઈ દયાળચંદ પાછો વળી ગયો

બીજે દિવસે આમંત્રણ કરવા આવનાર સ્વજનોમા ઘોડેસ્વાર થઈને દયાળચંદનો પુત્ર પણ આવેલો હતો પિતાને પૂછતા ખબર પડી કે રાત્રે જેને જાર માનીને મારી નાખત તે બીજો કોઈ નહીં પોતાનો જ પુત્ર હતો સાભળીને તેને અત્યંત હર્ષ થયો ને પેલા બ્રાહ્મણ કવિને બોલાવી બીજા આઠ લાખ ટકા આપ્યા

## મુખ્ય કથા

એમ ને ઉતાવળે કામ ન કરતા બેચાર દિવસ જવા દઈ નિરાંતે વાત વિચારી જોવાનુ મદને કહ્યુ

એટલે પંડિતે પણ વગરવિચાર્યું ન કરવાના માઠા પરિણામ વિષે એક દૃષ્ટાંત કહ્યુ

## અવાંતર કથા બીજી

## વગરવિચાર્યું ન કરવા વિષે પંડિતે કહેલુ રાજકુમારી ને ઢેડનુ દૃષ્ટાંત

દમનપુરના દામોદરરાવની જુવાન કુવરીનો સ્વયંવર ચાલતો હતો હાથણી શણગારીને તૈયાર કરેલી હતી કન્યાએ હાથમા વરમાળ લીધી પિતાએ પુત્રીને દહેરે જઇને શિવશક્તિને પૂજી આવવા કહ્યુ દશવીશ સખીઓ સાથે કુવરી દહેરે ગઈ ત્યા ઘોડા ને ઊંટ વેચવાને દર્શને ગયો આવેલો એક સોદાગર તેણે જોયો બંનેની દૃષ્ટોદૃષ્ટ મળી ને દાળ ગળી કુવરીએ સોદાગરનુ નામગામ ને નાતજાત પૂછી તારે એ બધાનુ શુ કામ? અમે છીએ નીચમા નીચ તમે રહ્યા ઊંચામા ઊંચા ’ એમ સોદાગરે ટાઢતો જવાબ દીધો કુવરી તેના પગ મોહી પડી ને તેની સાથે ભાગી જવા

તૈયાર થઈ. દાસીના વારવા છતાં સાંઢ ઉપર બેસીને તે સોદાગર સાથે ઊપડી ગઈ. પાછળ સૌ વાટ જોતા ને ફિટકાર વરસાવતા રહ્યા. રાજવીઓ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

આ તરફ સોદાગરને ઘેર પહોંચતાં કુંવરીને ખબર પડી કે પોતે જેને શ્રીમંત માની લીધેલો તે તો ઢેડ હતો. ઘરમાં બેચાર સાળ, એક સ્ત્રી ને ૭ નાનાં છોકરાં હતાં. કુંવરીએ ઝાંખી પડી જઈને પૂછ્યું: એલા, તું મને છેતરીને કેમ ઉપાડી લાવ્યો? તારી જાતભાત પૂછતાં સાચી વાત કેમ ન કહી કે હું તો ઢેડ છું? ઢેડ કહેઃ મેં તને પહેલાં જ ચેતાવી હતી, પણ તેં મારું સાંભળ્યુ નહીં. કુંવરીએ પોતાને શિવદહેરે પાછી મૂકી જવાનું કહેતાં ઢેડે કહ્યુંઃ તું જેમ આવી તેમ જા. હું કાંઈ તેડવા નહોતો આવ્યો. રહેવુ હોય તો કાપડ વણ ને ઘરકામ કર. વૈભવ માણવો હોય તો બાપના ઘરનો રસ્તો લે.

સાંભળીને ક્રોધે ભરાયેલી કુંવરીએ કટાર ખેંચી ને બેચાર ઢેડની સાથે પેલાને પણ મારી નાખ્યો. પછી કટાર પોતાના પેટમાં મારી ઢગલો થઈને પડી. આમ સહસા કર્મ કર્યાથી સર્વસ્વ ગુમાવીને તેને આપઘાત કરવો પડ્યો.

### મુખ્ય કથા

પંડિતનું દૃષ્ટાંત સાંભળી કુંવરીએ કહ્યું: તમે એક દૃષ્ટાંત આપ્યું. પણ સામે હું બીજા લાખ દૃષ્ટાંત આપી શકું તેમ છું. ને એમ કહી સ્નાન કરી, દેવપૂજા કરી, હાથમાં કટાર લઈ મોહના આપઘાત કરવા તૈયાર થઈ. મદન અને પંડિત બન્ને મૂંઝાયા. કાંઈ રસ્તો સૂઝતો નહોતો. મદને વળી તેને સમજાવવા માંડી: તું વણવાંકે મને કાં મરાવે છે? તું રાજા ને હું રાંક. તારી આ હઠથી તારો અવતાર અફળ થશે ને મારો જીવ જશે. ને તેણે એક બીજું દૃષ્ટાંત કહ્યું:

### અવાંતર કથા ત્રીજી:

### ઊંચનીચના સંબંધ ઉપર મદને કહેલું સિંહણ ને હરણનું દૃષ્ટાંત

હિમાચળ પાસેના એક ભયંકર પહાડમાં એક સિંહ તેની જુવાન ને ગર્વીલી સિંહણ સાથે રહેતો હતો. એક વાર ચારો કરવા સિંહણ વનમાં ગઈ. હરણાં નાસવા લાગ્યાં. એક હરણ થાકતો માથેં ઊંધો પડ્યો. તેના સુંદર શિંગડાં ને રૂપાળો દેહ જોઈને સિંહણ તેની ઉપર મોહી પડી. કાંપતા હરણને તેણે છાતીસરસો ચાંપ્યો. તેની ઘણી સારવાર કરી. હરણે આ વિપરીત

પ્રેમસંબધ સામે ઘણું કહ્યું. સિંહણની ઇજ્જત ને પોતાનો જીવ બંને જવાનો ભય દેખાડ્યો. પણ નીચ બુદ્ધિની નારીએ કશુ કાને ન ધર્યું. પ્રેમવશ સિંહણ હરણને પોતાને ઘરે તેડી ગઈ.

સિંહને તેણે કહ્યુ આ મારા વીરનુ શરીર ઢીલું હતુ એટલે દયાથી આપણે ત્યા બોલાવી લાવી છુ. સ્ત્રીચરિત્રનો પાર કોઈ પામ્યુ છે? સિંહ હમેશા સિંહણ ને હરણની ચર્ચા જોતો રીસે ભરાઈને તેણે એક પ્રપચ ગ્ચ્યો. કેટલાક દિવસ તે મૂગે મોઢે સહી રહ્યો ને બંનેને લહેર કરવા દીધી. પછી એક દિવસ પ્રેમપૂર્વક બોલાવીને તેણે સિંહણને કહ્યુ તારા ભાઈ ઉપર મને ઘણો ભાન છે. તેના જેટલા સગા એટલા તારા પિયરિયા થયા. તે બિચારા વનમા રહી દુખી થતા હશે, જ્યારે તમે અહીં આનદ કરો છો. બધાંને અહીં જ તેડી લાવોને.

સિંહણે રાજી થઈને એક હજાર હરણને પોતાને ત્યા બોલાવ્યા. તે આવ્યા એટલે સિંહે બધાયને મસળીને મારી નાખ્યા એકને વાકે સૌ મર્યા. એ રીતે સિંહણનુ પાણી ગયુ ને હરણના કુળનુ નિકદન થયુ.

### મુખ્ય કથા

મોહનાને મદન કહે તારો અને મારો એવો જ જોગ છે તારી લાજ-મરજાદ જશે ને મારો અકાળે જીવ જશે.

મોહનાએ કાયર ન થવાનુ અને કશુ સકટ નહીં આવે એવો વિશ્વાસ રાખવાનુ મદનને કહી તે ઉપર એક દૃષ્ટાત કહ્યું

### અવાંતર કથા ચોથી:

### પત્નીની વફાદારી ઉપર મોહનાએ કહેલું ગિયાળ ને હરણીનું દૃષ્ટાંત

હમેશના આતંકસ પ્રાણીને મારતા વાઘથી ત્રાસીને, જનાવરોએ વાઘને બોલાવી એવુ ઠરાવ્યુ કે તેને હમેશા તેઓ એક પશુ પૂરુ પાડશે ઘણા દિવસ આ ગોઠવણ ચાલી એક વાર એક બોડા શિયાળનો વારો આવ્યો. સૌના કહેવાથી તે વારાને આગલે દિવસે જ રવાના થયો. રાત પડતા એક ગુફામા તેણે આશરો લીધો ત્યા પહેલેથી જ એક હરણીએ વાસો કર્યો હતો. સાથે રાતવાસો રહેવાનો જોગ થતા જાતિસ્વભાવ પ્રમાણે તેમણે પરસ્પરનો સગ કર્યો સવારે હરણીએ જ્યારે કહ્યું, આપણે બંને એકલા છીએ તો

પુરુષનો સંગ કરે તે દિવસે જાગનું માથું ને તેનું નાક કાપવાનો કોલ લીધો. બંને પરણ્યા. તેમની વચ્ચે પ્રીત વધતી ચાલી. એક જીવ ને બે દેહ જેવી એ સતી ને શૂરાની સ્થિતિ થઈ રહી. દૂધા પતિસેવામાં જ તત્પર રહેતી. એક ક્ષણ પણ તેઓ અળગાં ન રહી શકતાં. ગંગ કદી બીજે ગતવાસો ન રહેતો.

એક વાર સંભરરાજને સેના લઈને પરદેશ જવાનું થયું. સૌએ રાજાને કહ્યું ગંગ નહીં આવે. રાજાએ ગંગને કહ્યું તમે સ્ત્રીને વશ હો ને ન અવાય તો ન આવતા. અંદરથી ઢીલા ગંગે બહાદુરીનો દેખાવ કરી કહ્યું. અરે, ઘરે ગયા વિના ચાલો અહીંથી અત્યારે જ ઊપડીએ. રાજાએ સૌને ઘરે જઈને શીખ માગી આવવા મોકલ્યા. ગંગે આવીને દૂધાને વાત કરી. દૂધા કહે તમારા વિના હું એક ક્ષણ પણ નહીં જીવી શકું. ગંગે કહ્યું હવે મને નહીં જવા દે તો હું દેહત્યાગ કરીશ. દૂધાએ વિરહિણીનું જીવન ગાળવાનો ને ગતદિવસ ગંગના નામની માળા ફેરવવાનો નિર્ણય જણાવ્યો અને એકપત્નીવ્રતનું ગંગને સ્મરણ કરાવી વહેલા પાછા વળવા કહ્યું.

ગંગને ગયાને ત્રણ પખવાડિયાં થયાં ત્યાં સુલતાનશેર નામનો કાબુલનો અસુર રાજા જબરા લાવલશ્કર સાથે દેશેદેશ જીતતો સંભર આવ્યો. મહા પરાક્રમી તેર મણની કાયા. નિત્ય પાશેર અફીણ ને પાંચ તોલા મદિરા પીનારો. નમે તેનું પૂતળું પગે બાંધીને આગળ વધે સંભરરાજે જેને કારભાર સોંપેલો તે નરોત્તમે તરત જ નાણીને પૂતળું આપી દીધું ત્યાં ડેરા નાખીને કાબુલી અગીઆર દિવસ રહ્યો. છાવણીમાં ઢોલશરણાઈ વાગતાં, નાચગાન ને રંગરાગ થતા. એક મધરાતે છાવણીમાંથી આવતા ધનાશ્રી રાગના સૂર સાંભળી દૂધા વિહ્વળ થઈ ગઈ ને તેનું મન કાબુલી પર ચોંટયું સોળે શણગાર સજીને દૂધા જવા તૈયાર થઈ. ગંગના ડાહ્યા પોપટ દામોદરે આ જોયું તેના પૂછવાથી દૂધાએ કહ્યું કે અસુર રાજાના વાજાએ મારું મન હર્યું છે, તો તે સાંભળવા જાઉં છું. દામોદરાએ દૂધા પર ફિટકાર વરસાવ્યો ને ગંગ આવીને શિક્ષા કરશે એવી ધમકી બતાવી. દૂધાએ કહ્યું એંશી હજાર અસ્વારના અધિપતિનું માથું ગંગ કેમ છેદશે તે મારે પારખું જોવું છે પોપટે દૂધાને ખૂબ તતડાવી, એટલે પોતાને મેણાં દેવા માટે તેને મરાવી નાખવાની દૂધાએ ધમકી આપી પોપટે કહ્યું ઈશ્વર ઉગારનાર હોય તો કોઈ મારી શકતું નથી.

ઘણું જરઝવેરાત સાથે લઈ, હાથમાં પોપટનું પાંજરું લઈ દૂધા કાબુલીની છાવણીમાં પહોંચી. કાબુલીએ ઘણો આવકાર આપ્યો, જોઈએ તે

માગી લેવાનું ને પોતાની સાથે આવવાનું કહી તેનો હાથ ઝાલ્યો દૂધાએ રાણીની આગળ પાંજરું મૂકીને કહ્યું પહેલા આ દુષ્ટ પોપટનું ડોકું મરડ, નહીં તો એ તને મરાવશે ને મારું ના ખપાવશે દૂધાને દેખીને દાઝોવેરો થઈ ગયેલો રાણીનો પરદેશી હતો, એટલે દૂધાની ભાષા સમજ્યો નહીં પણ પોપટે રાણીની ભાષામાં સમજાવીને કહ્યું તમને આ એમ કહે છે કે પોપટને છોડી મૂકો રાણીએ પાંજરું ઉઘાડી પોપટને છોડી મૂક્યો ઊડીને મોભારિયે બેઠો પોપટે દૂધાને કહ્યું શઠ, તારે જવાય ત્યાં જજે હું ગગને લાવી વેર લેવાનો છું દૂધા અફસોસ કરતી રહી સૂઓ તેને કાણુન તેડી ગયો એ વૈભવશાળી નગરીમાં દૂધા લહેર કરતી હતી ને સાથે તેને ગગના આવ્યાના ભણકારા પણ વાગતા હતા

આ તરફ પોપટ ગગ પાસે પહોંચ્યો તેને જોઈ નવાઈ પામી ગગે પૂછ્યું મારા વિરહે દૂધાનો દેહ તો નથી પડી ગયો ને? પોપટે જ્યારે કહ્યું કે તે તો રાણુનના સૂઆ સાથે નાસી ગઈ, ત્યારે 'વિરહદુખે વ્યાકુળ દૂધાએ આની સારસંભાળ નહીં લીધી હોય, એટલે આ તેની ખોટી નિંદા કરે છે' એમ માની ગગે કોપમાં પોપટને બાંધીને તડકે નાખ્યો તે મરવા જેવો થયેલો જોઈ, દયા આવતાં તેને છોડી આસનાવાસના કરી, સાચી વાત કહેવા કહ્યું પોપટે બધી વાત માંડીને કહી ત્યારે ગગને વિશ્વાસ બેઠો કે દૂધાએ સ્ત્રીચરિત્ર કર્યું છે કોઈને કશું કહ્યા વિના ગગ પોપટને લઈને ઊપડ્યો અને રાણુન પહોંચ્યો

દરવાજામાં કોઈ એમને એમ પેસી શકે તેમ ન હતું એટલે તે માલણને ત્યાં ઊતર્યો અને સંધ્યા ટાણે ગાયોના ધણની સાથે નગરીમાં દાખલ થઈ ગયો સાત દિવસ સુધી તેણે નગરી જોઈ પછી એક રોજ અંધારી મધરાતે વરસતા વરસાદમાં ડાન ગર લઈને ગગ દૂધા રહેતી તે રાજમહેલની મેડીએ દોર નાખીને ચડ્યો સૂઓ દારૂના ઘેનમાં ઘોરતો હતો ગગે જઈને દૂધાનો ચોટલો ઝાલ્યો ને કટાર કાઢી જાગી ઊઠેલી દૂધાને મૃત્યુના ઓળા દેખાયા કંઈ બોલે તો બન્નેને ત્યાંને ત્યાં ઠાર કરવાની ગગે ધમકી આપીને કહ્યું કે પોતાને દૂધા તેની જીભ ઉપર મૂકીને અફીણ ખવરાવવાની તેમ એક વાર ખવરાવે તો તે બન્નેને જીવતા મૂકે દૂધાએ અરીણી ગગની વાત માનીને પોતાની જીભ ઉપર અફીણ ધર્યું એટલે ગગે તેની જીભ પકડી વાઢી પછી તેને ઊંચકીને તે નીચે ઊતર્યો ને ઘોડે નાખીને ભાગ્યો

પાછળથી જાગેલા કાણુવીએ વાત જાણી એટલે ક્રોધે થરથરતા પલાણ પણ નાખ્યા વિના તે ઘોડે બેઠો ને ગંગનો પીછો પકડ્યો. દૂધા હાર વગેરે તોડીને રસ્તા ઉપર નિશાની વેરતી ગઈ, ને બહાના કાઢી ગંગને ઢીલ કરાવતી રહી. સવા પહોર દિવસ ચડ્યે સરોવર કાંઠે નહાવા માટે ગંગ ઊતર્યો, ત્યાં કાણુવી આવી પહોંચ્યો. બન્ને બાથે વળગ્યા. હાથોહાથની મારામારીમાં હૃષ્ટપુષ્ટ કાણુવીએ પાતળા ગંગને હીણો કરી નાખ્યો. ગંગ હેઠો પડયો ને પર્વત જેવો કાણુવી ઉપર ચડી બેઠો. ગંગની કમરે રહેલી કટારી ખેંચી કાઢી તેને પૂરો કરવા દૂધાએ સૂબાને કહ્યું. તેનું કહેવું ન સમજતાં સૂબો 'શું? શું?' કરતો રહ્યો. ગંગને દૂધાના બોલવા ઉપરથી કટારી યાદ આવી, ને 'શાબાશ! સુંદરી, તેં મારુ જે ખાધુપીધુ, તેનો બદલો વાળ્યો ખરો' કહી કમરેથી કટાર કાઢીને દસવીશ ઘા કરી કાણુવીને પૂરો કર્યો, ને કળવિકળ કરી તેની નીચેથી નીકળ્યો. દૂધાએ દોડીને પાણીમા ઝંપલાવ્યુ. ગંગ પાછળ પડ્યો. પકડીને દૂધાને બહાર કાઢી. તેના હાથ બાધી ઘોડે નાખીને તે પોતાને સાસરે પહોંચ્યો.

સસરાએ આવકાર આપ્યો. નહાવા વખતે નવરાવવા આવેલી દૂધાને ગંગે કહ્યુ મારું અંગ અભડાવીશ તો અહીં જ પૂરી કરીશ. સૂતા વખતે ફરી દૂધા પ્રેમ કરવા આવી, એટલે ચોટલે ઝાલી ગંગે કહ્યુ બોલ હવે નાક કાપી લઉંને? જા, હુ વેર નથી રાખતો અને તને જીવતી મૂકું છુ. ને નાક ઉપર કાજળનો આંકો કરી તેને છોડી દીધી.

સવાર થતા ગંગ ત્યાથી નીકળી ગયો. તેના સાસુસસરો તેને મનાવવા ગયા ને દૂધાને સાથે લઈ જવા કહ્યુ, ત્યારે ગંગે ના કહી. બીજી દીકરી પરણાવવાનુ કહેતા ગંગે કહ્યુ એક તુમડીના બધા તુમડા કડવા જ હોય. આ સાભળી ક્રોધે ભરાઈને સસરાએ પુત્રીનો શિરચ્છેદ કર્યો. ગંગે આવુ પાપ કરવા માટે સસરાને ફિટકાર આપ્યો ને કહ્યુ કે આવી ખબર હોત તો છેવટે દૂધાને પોતે ગોલી કરીને ઘેર રાખત. ત્યાથી પ્રધાન પોતાને ઘરે આવ્યો ને બીજી વાર કદી પરણ્યો નહીં.

### મુખ્ય કથા

પંડિતે મોહનાને કહ્યુ નારી ગંગ જેવા શૂરાની પણ ન થઈ તો બીજાની શુ વાત? તુ આ બિચારા વાણિયાને મરાવી નખાવીશ. મોહનાએ કહ્યુ સામે પક્ષે એવી લાખ વાતો કહેવી હોય તો કહેવાય મારે તો

ભવોભવનો મદન જ સ્વામી છે. ને એમ કહી રામનું નામ લઈ તેણે હાથમાં કટાર લીધી. પંડિત અને મદન મુંઝાઈ ગયા. છેવટે પંડિતે મદનમોહનાને ગાંધર્વવિધિથી ત્યાં જ પરણાવી દીધાં. આ પ્રસંગથી મદન દુબળો પડી ગયો, પણ મોહનાનું તેજ વધ્યું. પંડિતે કુંવરીનું ભણતર પૂરૂં થયું હોવાનું અને તેને યોગ્ય વર સાથે પરણાવી દેવાનું રાજાને કહ્યું ને પોતાને ગામ જવા દેવાની રજા માગી. રાજાએ આશ્વાસિયું રોકાઈ જઈ દીપોત્સવી કરીને પછી જવાનું કહ્યું.

રાજાએ કુંવરી પાસે જઈ, તે કહે તે રીતે તેનો વિવાહ કરી આપવાની વાત કરી. મોહના કશું ન બોલી. રાજાના કહેવાથી રાણીએ તેને પૂછ્યું. એટલે મોહનાએ માતાને બન્યું હતું તે બધું કહ્યું. આમાં મદનનો જરાય વાંક ન હોવાનું અને આ વાત બીજું કોઈ જાણતું ન હોવાનું પણ જણાવ્યું. સાંભળીને ડઘાઈ ગયેલી માતાએ મોહનાને ધિક્કાર દીધો ને જીવતાં રહેવું હોય તો નાસી જવાનું સૂચવ્યું. પણ મોહનાએ કહ્યું: તેમ કરતાં મદનનો વાંક આવશે અને તેના ઘરનાંને મારી નાખશે. એ કરતાં તો મારા પિતાને વાત કરીને તમે સમજાવો.

રાણીએ રાજાને વાત કરી. રાજાનો ક્રોધ તો માય નહીં. મદનને પકડી મગાવી બધી વાત જાણી. મોહનાનાં વચનનું જે લખત કરી રાખ્યું હતું તે મદને રાજાને બતાવ્યું. પોતે સમજાવવામાં બાકી રાખી ન હતી તે પણ કહ્યું. પછી રાજાએ પંડિતને બોલાવી, પ્રતિજ્ઞા તોડીને પરદો કેમ ખોલ્યો ને મોહનાનું મુખ કેમ જોયું તે પૂછ્યું. તેણે પણ બધી વાત કરી અને કુંવરી આપઘાત કરશે એ બીકે પોતે આમાં ભળ્યો હોવાનું કહ્યું. કુંવરીને બોલાવી પૂછ્યાં તેણે પણ પોતે બળજબરીથી મદન સાથે પરણી હોવાનું, ને પછી તેઓ એકે વાર ન મળ્યાં હોવાનું જણાવ્યું.

આ પછી રાજાએ પ્રધાનને બોલાવી બન્યું હતું તે કહ્યું. પ્રધાને પૂછ્યા વિના જ મદનને ઘટે તે દંડ દેવાનું, અને બ્રાહ્મણ કે સ્ત્રીનો વાંક હોય તો પણ તેમને ન હણવાનું શાસ્ત્રવચન હોવાથી પંડિત અને મોહનાને છોડી મૂકવાનું કહ્યું. પ્રધાન સાચું બોલ્યો તેથી રાજા પ્રસન્ન થયો. પંડિતને તેણે કશું ન આપ્યું, ને ઊલટું તેની પાસે હતું તે પણ ખૂંચવી લીધું. પંડિતે કહ્યું: ગમે તેમ પણ આ મોહનાથી જ રાજાનું રાજ્ય ટકશે અને તે એકોતેર પેઢી તારશે. બાકી તો સૌ વેળાવેળાની છાંયડી છે. પંડિતનાં આવાં વેણ સાંભળી વળી

રાજાનો કોપ થોડો- ઓછો થયો તેણે કહ્યુ જાઓ ત્રણેને જીવતા મૂકુ છુ પણ કોઈ ફરીથી મને મોઢુ ન દેખાડશો. પ્રધાને પુત્રને કહ્યુ હમણા રાજા રૂઠ્યો છે માટે તુ અહીંથી જતો રહે

અશ્વ તૈયાર કરી, હથિયાર બાધી, શણગાર સજી મદન દેશવટે નીકળ્યો ખબર પડતા મોહના કલ્પાત કરતી આવી અને પોતાને સાથે લઈ જવા મદનને આગ્રહ કર્યો એમ કરતા અનેક સકટ આવી પડે એવા મદનના વાધાના જવાબમા મોહનાએ પુરુષવેશ ધારણ કરીને પોતે આવશે એટલે પછી કશી ચિંતા નહીં રહે એમ કહ્યુ મદનને એ ગળે ન ઊતર્યુ એટલે મોહનાએ એક દૃષ્ટાત કહ્યુ

## અવાંતર કથા છઠ્ઠી :

## પુરુષવેશે પતિ સાથે પરદેશ જવા ઉપર મોહનાએ કહેલું રજપૂત-રજપૂતાણીનું દૃષ્ટાંત

રામસઘ હાકેમના ગામપરા ગામમા નરપતસઘ નામે રજપૂત રહેતો હતો મોટો દાનેશ્વરી તેને ત્યા સદાવ્રત ચાલે એક વાર રોગે પીડાયેલા તે રજપૂતનો અ ત ળ આવ્યો પણ જીવ કેમે ન જાય તેની સ્ત્રીએ હાથમા પાણી મૂક્યુ કે પોતે તેની સાથે સતી થશે પછી રજપૂતે પોતાના અગીઆર વરસના પુત્રની સામુ જોયુ, ને તેની માની જેમ કાઈક પણ લેવા કહ્યુ પુત્રે પિતાનુ સદાવ્રત સવાયુ ચલાવવાનું પાણી મૂક્યુ રામનુ નામ લઈને પિતાએ દેહ છોડ્યો

બે વરસ સદાવ્રત ચલા યુ એટલે તેનો કોઠાર ખાલી થઈ ગયો પુત્રે વિચાર કર્યો કે જાચકને નકાર ભણવો પડે તે કરતા તો મોત રૂડુ પણ તેની સ્ત્રીના સમજાવવાથી તે પરદેશ રળવા માટે જવા તૈયાર થયો રજપૂતાણીએ કહ્યુ હુ એ ની ન ર હુ મને તમે સાથે તેડો હુ પણ ચાકરી કરીશ સાથે સ્ત્રીને ફેરવવાનો ભાર પોતાનાથી ન ઉપડે એમ રજપૂતે વાધો કાઢ્યો એટલે રજપૂતાણીએ પુરુષવેશે, રજપૂતના ભાઈને નામે સાથે આવવા કહ્યુ ને ઘરે પાછા ન ફરે ત્યાસુધી મન પર કાબુ રાખવાનુ વચન આપ્યુ

ઘોડે બેસીને બને પુરુષવેશે નીકળ્યા ઘાગમા રાજ્ય કરતા ચદ્રાવતીના રાજા ચદ્ર ને રાણી ઈંદ્રાદેને ત્યા બને આવ્યા માનપાન દઈને તેમને બોલાવ્યા ને નામઠામ પૂછ્યા તેમણે બને ભાઈઓ હોવાનુ કહી ચાકરીએ

રહેવા ઇચ્છા બતાવી. રાજાએ બંનેને રાખી લીધા, ને ચોકીનું કામ સોંપ્યુ. આનંદકલ્લોલ કરતાં ત્રણ વરસ વીત્યાં.

એક વાર શ્રાવણમાસની એક મેઘલી રાત જામી હતી. દાદુર ને મોરના શોર અને વીજળીના ઝબકારાથી વિરહીઓની વિરહવ્યથા અસહ્ય બનતી હતી. બપૈયાના 'પિયુ' 'પિયુ' પોકાર હૈયું કોરતા હતા. એવી વેળાએ રજપૂત પાસે એક જ શય્યા પર બેઠેલી રજપૂતાણીનું હૈયું હાથ ન રહ્યું. રજપૂત સાથે પ્રેમ કરવા જાય છે, ત્યાં પોતે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. તરત તેણે મન વાળી લીધું ને વીજળી તથા બપૈયાને સંબોધી એવો દોહરો કહ્યો કે અત્યારે મારો પિયુ પરદેશ છે તો જ્યારે ઘર પહોંચશું ત્યારે વીરાને વર કરીશ. મહેલમાં રાણી જાગતી હતી. તેણે આ દોહરો સાંભળ્યો. ચતુર રાણી સમજી ગઈ કે દુહો કહેનાર કોઈ વિરહિણી હોવી જોઈએ અને તેણે આ દુહાથી પોતાનું મન મારીને રાખ્યું. સવારે રાજાને રાણીએ પૂછ્યું. વચલી મેડીએ કોણ ચાકર છે? રાજાએ એ બંને ભાઈ ત્રણ વરસથી નોકરીમાં હોવાનું કહ્યું. એટલે રાણીએ કહ્યું એ બંને ભાઈ નથી, પણ પતિપત્ની છે. રાજાને ગળે એ વાત ન ઊતરી રાણીએ તેમને બોલાવીને રાતે જે ગીત ગાતા હતા તે ગાઈ દેખાડવા કહ્યું. રજપૂતાણીનું મુખ તરત કરમાઈ ગયું. રાણી તેનો હાથ પકડી અંદર લઈ ગઈ ને તેને સ્ત્રીનાં વસ્ત્ર પહેરાવી લઈ આવી. રાજાએ પૂછ્યું એટલે તેમણે બધી વાત માંડીને કહી રાજારાણીએ પ્રસન્ન થઈ એક વહેલ ભરીને સોનામહોર દીધી અને તેમને ગામ વળાવ્યા.

## મુખ્ય કથા

મોહનાએ મદનને કહ્યું હું તારી સાથે આવ્યા વિના નહીં રહું. મદનને કબૂલ થવું પડ્યું

પંડિત પોતાને ગામ જઈને રહ્યો. મદનમોહનાએ નામઠામ લખી રાખ્યાં.

મદન ને મોહના ઘોડે ચડી મધરાતે પુરુષવેશે નાઠાં પણ. વાટમાં થતા શુકનનો અર્થ મોહના મદનને પૂછતી ગઈ. મદને કહ્યું શુકન એમ જણાય છે કે વાટમાં કેટલુંક કષ્ટ પડશે, પણ પછી રાજ્ય મળશે. ઘણાક જોજનનું અંતર કાપી તેમણે એક ગામના ચોરે ઉતારો કર્યો. ગણિકા નાચ કરવા આવી. તેનો નાચ ચાલતો હતો ત્યારે મોહનાએ મદનને કંઈક નિશાની કરી. ગણિકા તરત પામી ગઈ કે આ પુરુષવેશમાં કોઈ સ્ત્રી જ છે. તેને ફસાવવાનો તેણે તાગડો રચ્યો. મેનાબાઈ સાથે ગણિકાએ તેમને આબળા જેવડા બે મોતી

ભેટ ધર્યા. મોહનાએ જ્યારે કહ્યુ કે બે મોતીથી શુ થાય, ચાર હોય તો વેચાતા લઈ લઉં. ત્યારે ગણિકાએ ઘરે આવી બીજાં બે લઈ જવા કહ્યું. મદનના વાર્યા છતા મોહના ગઈ. ઘરે પહોચતા ગણિકાએ તેને આદરમાન દઈ બીજા બે મોતી તેની આગળ મૂક્યા. સાથે ગુપ્ત રીતે એક દાસીને એવા સદેશ સાથે મદન પાસે મોકલી કે તમારી સાથે છે તે સ્ત્રી હોવાની રાજાને ખબર પડી ગઈ હોવાથી તેને તે આચકી લેવા માગે છે, એટલે મે તેને પૂર્વ દિશાએ ૭ જોજન દૂર મોકલી દીધી છે, તો તમે પણ જલદી જઈને તેને મળો. સદેશો મળતા જ હાફળોફાફળો મદન પૂર્વ દિશામા વહેતો થયો.

પછી મોહનાને ગણિકાએ કહ્યું અમારા ગામના ઠાકોરને તુ સ્ત્રી હોવાની ખબર પડતા તને પકડી લાવવા કહ્યું છે, પણ મને દયા આવતા અહીં તેડી લાવી છુ, ને તારા પતિને રવાના કરી દીધો છે. ગમે તો મારે ત્યા રહી લહેર કર ને નિત્ય નવા ભરથાર ભોગવ, ને નહીં તો રાજાની દાસી થઈને રહે. મોહના સમજી ગઈ કે ફસાયા પણ મુખ પર કશો અણગમો આવવા દીધા વિના તેણે તો ગણિકાના બોલ વધાવી લીધા. રાતે સૌ સૂઈ જતા મોહના ઊઠી. હાથમા કટાર લીધી. સૂતેલી ગણિકાની પાસે આવી. મોઢે ડૂચો દઈને તેના કાન, નાક, હોઠ ને ચોટલો કાપી લીધા, ને પછી પુરુષનો વેશ પહેરી ઘોડે ચડીને નીકળી પડી.

રસ્તે જતા વનમા મોહનાએ બળતા દવમા એક નાગને તરફડતો દીઠો. દયા આવતા તેણે બળતામા ઢાલ મૂકી, તે ઉપર પગ દઈ સાપને બચાવ્યો. જાળ છાટતા તેની ચેતના વળી તે વાસુકિના વશનો હતો તેણે પ્રસન્ન થઈને મોહનાને એક ચમત્કારી મણિ ભેટ આપ્યો તે મણિમા સર્પવિષ, રક્તપિત્ત, કોઢ, અધત્વ ને વધ્યત્વનો પ્રતિકાર કરવાનો ગુણ હતો ઉપરાત મન્ટમા સભારતા આવીને મદદ કરવાનુ પણ નાગે મોહનાને વચન દીધુ

આગળ ચાલતા મોહના મહીડાપુર પહોચી ને ત્યાના કરોડપતિ કના પારેખને ઘરે ઊતરી. તેને સતાનનુ દુખ હતુ બહેનની દીકરી માણકદેને પોતાને ત્યા રાખી હતી મોહનાના કહેવા પ્રમાણે તેની સ્ત્રીને પેલો મણિ ધોઈને આઠ દિવસ પાતા તેને ગર્ભ રહ્યો આથી પારેખે માણકદેને મોહના વેરે પરણાવી ઘણો દાયજો આપ્યો. પછી નવવધૂને પિયરમા મૂકી મોહના જાત્રાને બહાને આગળ ચાલી

બદરીકેદારમાં આંધળા રાજા પુરંદરસેને દુઃખ ન સહેવાતાં પોતાનું મસ્તક ઈશ્વરને સમર્પવા માંડયું. રૈયત કલ્પાંત કરવા લાગી. ત્યાં આવી પહોંચેલી મોહનાએ મણિ ઘસીને તેની આંખમાં આંજતાં રાજાનું અંધત્વ દૂર થયું. રાજાએ તેને પોતાની પુત્રી કનકાવતી પરણાવી. તેને પિયરમાં રાખી જાત્રાને બહાને મોહના આગળ ચાલી.

દમલપુરમાં ભીમ રાજાના પદ્માકર પ્રધાનને ત્યાં મોહનાએ ઉતારો કર્યો. પુત્ર ક્ષયરોગી હોવાથી પ્રધાન ઘણો દુઃખી હતો. મોહનાએ મણિ ઘસીને પાયો એટલે તેની કાયા કાંચન જેવી થઈ ગઈ. પ્રધાને પોતાની પુત્રી પદ્મિનીને મોહના સાથે પરણાવી. ઘણો દાયજો દીધો. થોડા દિવસ ત્યાં રહી, એને પિયરમાં મૂકી જાત્રાને બહાને મોહના ત્યાંથી નીકળી ગઈ.

ત્યાંથી તે ચંદ્રાવતીનગરીના ચંદ્રસેન રાજાને ત્યાં પહોંચી. રાજા કોઢિયો ને અપુત્ર હતો. વેદના સહન નહીં કરી શકવાથી, પ્રધાનને રાજપાટ સોંપી તે પ્રયાગે દેહ પાડવા જવા તૈયાર થયો. પ્રજા કલ્પાંત કરવા લાગી. મોહનાએ મણિ ઘસીને ચોપડતાં તેનું શરીર નીરોગી થયું. રાજાએ તેને પોતાની દીકરી ચંદ્રવદની પરણાવી. તેર દિવસ ત્યાં રહી જાત્રા નિમિત્તે મોહના એકલી પાછી નીકળી પડી.

દક્ષિણમાં સોપારાના રાજાને ત્યાં તે જઈ પહોંચી. રાજાનો પ્રતાપ ઘણો પણ તેને રૂપમાવતી પુત્રી સિવાય બીજું એકે સંતાન નહીં. એક વાર રૂપમાવતી ફૂલના વસ્ત્ર પહેરીને સૂતી હતી, ત્યાં સુગંધથી ખેંચાઈ આવેલો નાગ નાસિકા સરકતા કેશકલાપ ઉપર થઈને ચઢ્યો. ઊંઘમાં તેને રૂપમાવતીનો હાથ વાગતાં તે આંગળીએ કરડ્યો, ને કુંવરીના પ્રાણ ઊડી ગયા. રાજાએ ઝેર ઉતારે તેને કુંવરી પરણાવવાની દાંડી પીટાવી. મોહનાએ ડંખ પર મણિ મૂકતાં ઝેર ચુસાઈ ગયું ને રૂપમાવતી જીવતી થઈ. રાજાએ મોહના સાથે રૂપમાવતીને પરણાવી અને શુભ મુહૂર્તે તેનો પટ્ટાભિષેક પણ કર્યો. મોહના ઘરજમાઈ થઈને ત્યાં રહી.

મોહના મદનને સંભાર્યા કરતી હતી. તેને રૂપમાવતીને કહ્યું: તારું ઝેર ઉતારવા કરેલા તંત્રને કારણે આપણે ૭ મહિનો સ્ત્રીભોગનો સ્પર્શ નથી કરવાનો, નહીં તો મોત આવશે. મોહનાએ સાતમાસની પૂર્ણ બે જપ આદર્યાં. સાથે એક યુક્તિ કરી. ચારે દિશાએ ચાર સદાવ્રત ચાલુ કરાવ્યાં, જેમાં [illegible] ચારે બાજુએ બાંધાસાથ શિવનાં દહેરાં બાં-

દહેગમાં મોહના, મદન, પંડિત ને પ્રધાનનાં નામ સાથે તાદશ પૂતળાં મૂક્યાં. દહેરાની અંદર રાજા અને રાજસભા ચીતરી. દેશદેશના પથિક આ સદાવ્રતે આવવા લાગ્યા.

આ તરફ ગણિકાએ ભોળવીને નસાડેલો મદન શક્તિનું સ્મરણ કરતો આગળ વધ્યે જતો હતો. તે રૂપાવતી નગરી આવી પહોંચ્યો. ત્યાંનાં રાજારાણી રામચંદ્ર ને રામાદેની કુંવરી અરુણાએ ઇચ્છાવર વરવાનું નક્કી કર્યું હતું. તેની શરત એવી હતી કે તે પૂછે તેનો ઉત્તર આપે, તેને તે વરે. ઉત્તર ન દઈ શકે તેનું મોઢું કાળું કરી, માથે ચૂનો ચોપડી, એક સોનામહોર આપીને તેને કાઢી મૂકે. મદનને જોઈ અરુણા મોહી પડી ને અંબામાતાને મનમાં પ્રાર્થવા લાગી: આને મારા પ્રશ્નોનો ઉત્તર સૂઝજો. પછી અરુણાએ પ્રશ્ન પૂછવા માંડ્યા ને મદને પટોપટ ઉત્તર દેવા માંડ્યા. બધા ઉત્તર સાચા પડતાં અરુણાને મદન સાથે પરણાવી. મદન સાત દિવસ ત્યાં રહ્યો ને પછી જાત્રાનું નામ લઈ એકલો નીકળી પડ્યો.

ફરતોફરતો જ્યાં મોહના રાજ્ય કરતી હતી ત્યાં તે આવી લાગ્યો. શિવાલયમાં પૂતળાં જોતાં જ મૂર્ચ્છા ખાઈને તે પડ્યો. સારવાર કરાતાં કાંઈક ભાનમાં આવ્યો, એટલે તે અન્ન તજીને બેઠો. તેની ખાતરી થઈ ગઈ કે આ પૂતળાં મુકાવનાર મોહના જ છે અને તે આ શહેરમાં જ ક્યાંક છે. સાત દિવસ સુધી ખાધાપીધા કે બોલ્યાચાલ્યા વિના અંબિકાનું ધ્યાન ધરતો તે ત્યાં બેસી રહ્યો. ચોકીદારે આ સમાચાર રાજાને પહોંચાડ્યા. મોહનાએ ચોકીદારને વસ્ત્રાભૂષણની બક્ષિસ કરી, ને ઘોડેસવારી સાથે પોતે મદન પાસે પહોંચી. બંને પરસ્પરને જોઈ હસી રહ્યાં ને ભેટી પડ્યાં. પછી ખૂબ દાન દીધાં. હાથી પર બેસાડી વાજતેગાજતે મદનને રાજમહેલમાં તે લઈ આવી. ભોજન વગેરેથી પરવારી પરસ્પરને વીતક વાત કહી.

બંનેએ હમણાં તેમનો વેશ ભજવવાનું, ને પતિપત્નીનો વ્યવહાર ઘેર પહોંચ્યા પછી જ રાખવાનું નક્કી કર્યું. મદનને પ્રધાનપદ આપ્યું. એક માસ વીતી ગયો. પછી ખંડણી ઉઘરાવવા નિમિત્તે લશ્કર લઈને બંને ઊપડ્યાં. અનુક્રમે સોપારાથી કૃષ્ણાવતી, ચંદ્રાવતીથી ચંદ્રવદની, દમનપુરથી પદ્માવતી, બદરીકેદારથી કનકાવતી, મહીડાપુરથી માણકદે, ને રૂપાવતીથી અરુણાને તેડીને છેવટે મથુરા આવી પડાવ નાખ્યો.

સૌ રાજારાણા નમી પડ્યા. પ્રધાનને છૂપો કાસદ મોકલી મદને આવનાર બીજા કોઈ નહીં પણ પોતે અને મોહના હોવાની જાણ કરી. મધુસૂદન રાજા ઘણો મૂંઝાયો અને દીકરીને કાઢી મૂકવા માટે પસ્તાયો. નહીં તો ચઢી આવેલા રાજાને દીકરી પરણાવી તે રાજ બચાવત. પ્રધાને તેને આશ્વાસન આપ્યું. પોતે જઈને મદનમોહનાને મળ્યો. વીતક વાત બધી સાંભળી. પછી મોહનાએ સ્ત્રીવેશ પહેરી લીધો. પાંચે કન્યાને સાચી વસ્તુસ્થિતિ જણાવી, સૌનો વર મદન હોવાનું કહ્યું. પ્રધાને જઈને રાજાને બધી વાત કરી. રાજાને હરખની મૂર્છા આવી ગઈ. મદનનું સામૈયું કર્યું. તે આવીને સસરાને પગે લાગ્યો. રાજાએ મદનનાં ખૂબ વખાણ કર્યાં. મદને સામો વિવેક કર્યો.

મદને રામરાજ્ય સ્થાપ્યું. માગ્યા મેહ વરસ્યા. પ્રજા બધી સુખી થઈ. અસત્ય, અન્યાયને દેશવટો દીધો. ગૌડ, દ્રાવિડ ને ગુર્જર ઉપર એકછત્રે તેણે રાજ્ય કર્યું. ઘણાં ધર્મનાં કામ કર્યાં. મોહના ઘણું માન પામી. મદનને ત્યાં પાંચ પુત્ર થયા. શુકદેવ પંડિતને બોલાવી મગાવી મદનમોહના તેને પગે પડ્યાં, ને માનપાન આપી તેને ત્રાંબાપત્રે ત્રીશ ગામ લખી આપ્યાં.

કડીએ કડી રસાળ આ મદનમોહનાની કથા સંસ્કૃતમાંથી શોધી ગુર્જર ભાષામાં છપ્પા, સમશ્યા, દોહરામાં કવિ શામળભટ્ટે કહી છે.

## ૪. કથાસામગ્રીની તુલના

પોતાની સંખ્યાબંધ પદ્યવાર્તાઓમાં શામળે સંસ્કૃત, પ્રાકૃત ને ભાષાગત, તેમ જ વૈદિક પરંપરાના અને જૈન પરંપરાના કથાસાહિત્યના અખૂટ ભંડારમાંથી જ લૂંટ કરી છે અને લોકકથા સાહિત્યનો પણ લાભ ઉઠાવ્યો છે એ સુવિદિત છે. મદનમોહનાની મુખ્ય કથા તેમ જ અવાંતર કથાઓમાં મળતાં આધારબીજો (એટલે કે કથાઘટનાના આધારભૂત બીજરૂપ પ્રસંગો ને યુક્તિઓ)ને અને અન્ય કથાસામગ્રીને મળતી જે સામગ્રી શામળ પૂર્વેના વિશાળ કથાસાહિત્યમાં એક સહજ નજર દોડાવતાં મને મળી આવી તે અહીં તુલના માટે આપી છે. આ ઉપરથી એકના એક આધારબીજ, કથાપ્રસંગ કે કથાયુક્તિનાં મૂળ કેટલે સુધી જાય છે, ને કથાસાહિત્યમાં તે કેટલાં માનીતાં હતાં તેની ઝાંખી થાય છે, અને લોકમાન્યતાની સૃષ્ટિને સમજવા માટે સમાજવિજ્ઞાનની દૃષ્ટિએ મૂલ્યવાન એવી થોડીક સામગ્રી પ્રાપ્ત થાય છે. આ અંગેની વ્યવસ્થિત તપાસ લાંબા સમયનું સંશોધન માગી લે.

એટલા અવકાશના અભાવે અહીં માત્ર અંગુલિનિર્દેશ કે દિશાસૂચન કરી સંતોષ માનવો પડ્યો છે. આમાં કોઈ જાણીતી કથામાંથી સમાંતર સામગ્રીનો ઉલ્લેખ નજર બહાર રહી ગયો હોય એ ઘણું સંભવિત છે. મજમુદાર, સાંડેસરા, કે. હ. ધ્રુવ, નવલરામ, વ. મુ. દેસાઈ, શં. છ. રાવળ, મેઘાણી વગેરેએ આ ક્ષેત્રને ખેડવાના પ્રારંભિક પ્રયત્નો કર્યા છે. પણ કથાસાહિત્યના તુલનાત્મક અધ્યયન માટે પશ્ચિમમાં થયેલા કાર્યની દૃષ્ટિએ આપણા પ્રયત્નો નજીવા લેખાય.

## (૧) ગુરુ-શિષ્યાનો પ્રણયસંબંધ

આરંભમાં વયપ્રાપ્ત મોહનાને વિદ્યાધ્યયન કરાવવા શુકદેવ બ્રાહ્મણને રાખવાની વાત છે. પ્રતાપી પંડિત અને નવયુવાન મોહનાનો સંપર્ક અગ્નિ ને ઘૃતના સંપર્ક જેવો જોખમભર્યો ગણી રાજા તેમની વચ્ચે પરદો રખાવે છે, અને તેમનું અંગ ખોડવાળું હોવાનું તરકટ ઊભું કરે છે.

રાજકુમારીને ભણાવવા માટે વિદ્યાગુરુને રાજમહેલમાં આવવાનું હોય, રાજકુમારીની યુવાની, નિયમિત અમુક સમય સુધી એકાંતમાં મિલન અને સમાન વિષય પર સાથે મન લગાડીને કામ કરવાથી જન્મતી આંતરિક નિકટતા: આ બધા સંભારને લઈને ગુરુ-શિષ્યા વચ્ચેના પ્રેમપ્રસંગના આધારબીજનો કથાઓમાં સ્વાભાવિક રીતે જ ઉપયોગ થાય છે.

આ આધારબીજનો ઉપયોગ કરાયાનાં પાંચ-છ ઉદાહરણો ટાંકી શકાય.

વત્સરાજ-ઉદયનને લગતા કથાચક્રમાં વાસવદત્તાને સંગીતશિક્ષણ આપવા માટે તેનો પિતા મહારાજા ચંડપ્રદ્યોત યુક્તિથી ઉદયનને પકડી મગાવે છે, વીણાવાદન શીખવાડતાં ક્રમે કરીને ઉદયન (ચંડપ્રદ્યોતે મનમાં ઇચ્છ્યું હતું તેમ) વાસવદત્તાનું હૃદય જીતી લે છે અને બંને ગુપ્ત રીતે નાસી છૂટે છે (કથાસરિત્સાગર, ૨. ૪. ૧–૫. ૧.)

પણ આવું પરિણામ ભાગ્યે જ ઇષ્ટ હોય છે. ઘણુંખરું તો સ્ત્રીપુરુષનો એકાંતમાં નિત્યનો સહવાસ અગ્નિઘૃત જેવો મનાતો, એટલે ગુરુ-શિષ્યા વચ્ચે કોઈ અનિષ્ટ સંબંધ ન બંધાય તેની સાવચેતી લેવાતી, અને છતાં તેઓ અન્યોન્ય પ્રેમમાં પડ્યાંની અને મૃત્યુદંડમાંથી માંડમાંડ ઊગરી અંતે સત્કાર પામ્યાની વાત આવે છે.

બિલ્હણકાવ્યની એક વાચનામાં રાજપુત્રી શશિકલાને ભણાવવા રાજા બિલ્હણ કવિને રાખે છે. એક પ્રતના પાઠ પ્રમાણે, બંને એકબીજાને જોઈ

ન રહે તે માટે વચ્ચે પડદો બાંધેલો. પણ પરસ્પર આકર્ષણ વધતાં સિંહલના અનુરોધથી શશિપ્રભા જ્યોતિષ લખાવી દે છે. ગાંધર્વવિવાહથી જોડાઈ થોડો સમય તેઓ સુખ માણે છે. વાત ખુલ્લી થતાં રાજા સિંહલને શૂળીએ દેવાનો આદેશ આપે છે. અને પ્રહલાદતા ને ઔદાર્યથી બીને બંનેને મરે છે.

આને મળતો પ્રસંગ પ્રબંધકોશ (૧૩૪૮-૪૯)ના 'મદનકીર્તિપ્રબંધ'માં (પૃ. ૬૪-૬૫) છે. કુતિનોજ રાજાને ત્યાં તેના પૂર્વજોની પ્રશસ્તિનો ગ્રંથ રચવા રહેલા દિગંબર મદનકીર્તિને રાજપુત્રી મદનમંજરી લહિયા તરીકે આપવામાં આવી. બંને વચ્ચે જવનિકાનો અંતરાય હતો. થોડાક દિવસ બાદ મદનકીર્તિના સુસ્વરથી તેને સુંદર માની રાજપુત્રી તેને જોવા ઇચ્છે છે. મદનકીર્તિ પણ એ વિદુષીનું મુખ જોવા ઝંખે છે. રાજપુત્રીએ યુક્તિ કરી રસોઈમાં વધારે પડતું લવણ નાખ્યું, એટલે ચાખીને મદનકીર્તિ બોલ્યો, 'અહો લવણિમા!' (બે અર્થ = ખારાશ અને લાવણ્ય) એટલે મદનમંજરીએ પડઘો પાડ્યો, 'અહો નિપુણતા!' આમ આલાપપ્રત્યાલાપ થતાં બંને વચ્ચેનો મર્યાદાનો તેમ જ વસ્ત્રનો પડદો હટી ગયો. તેમના પ્રેમસંબંધની રાજાને જાણ થતાં મદનકીર્તિનો વધ કરવાની આજ્ઞા દીધી. પણ પોતાની પુત્રીએ બત્રીસ સખીઓ સાથે આપઘાત કરવાની ધમકી આપી એટલે મંત્રીઓના અનુરોધથી બંનેને સન્માન્યાં. દિગંબર આચાર્ય વિશે એક શ્વેતાંબર આચાર્યે આપેલી આ દંતકથામાં બીજેથી પ્રસંગ લઈ જોડી દેવાયો હોય.

આથી પણ પ્રાચીન એક આધાર આપણને મળે છે. વિનયચંદ્રસૂરિકૃત સંસ્કૃત મલ્લિનાથકાવ્ય(૧૨૨૮-૧૨૨૯)ના બીજા સર્ગ(શ્લોક ૭૬૨-૫૬૪)માં આપેલી મૂર્ખચંદ્ર ને વિનયચંદ્રની અવાંતર કથામાં એવી વાત છે કે રાજકુમારી સૌભાગ્યમંજરી પાઠશાળામાં સાથે ભણતા પ્રધાનપુત્ર નયનસારના પ્રેમમાં પડે છે. પ્રધાનપુત્ર માનો માર્યો તેને પરણવા તૈયાર નથી. પણ સૌભાગ્યમંજરીના અત્યાગ્રહને વશ થઈ તે તેની સાથે લગ્ન કરી પરદેશ નાસી જવાની ઉપર ઉપરથી હા ભણે છે, અને ખરે વખતે પોતાની જગ્યાએ એક મૂર્ખ વિદ્યાર્થીને મોકલવાની યુક્તિ કરીને છટકી જાય છે. આ જ વાતનો હીરાણંદે પોતાના વિદ્યાવિલાસપવાડા(૧૪૨૮-૧૪૨૯)માં (તેમાં પ્રધાનપુત્રનું નામ મનમોહન છે), અને ઘણા ફેરફાર સાથે, શામળને નામે મળતી લઘુ ને સુખની વિદ્યાવિલાસિની વાર્તામાં મળે છે.

પ્રાચીન ભાષાસાહિત્યમાં, આ આધારની જેમ સંસ્કૃત સાહિત્યમાં મળતા સ્વરૂપમાં થોડુંક પરિવર્તન થાય છે. તેમાં પ્રેમસંબંધ ગુરુ ને શિષ્યા રાજપુત્રી

વચ્ચે નહીં પણ રાજપુત્રી અને બીજા શિષ્ય વચ્ચે કે ગુરુપુત્ર વચ્ચે (અથવા તો શિષ્ય તરીકે રહેતા રાજપુત્ર અને પ્રધાનપુત્રી વચ્ચે) થાય છે. ગુરુ-શિષ્યાનો સબધ પવિત્ર હોવાની માન્યતાને કારણે કે સામાન્ય રીતે તેમની વય વચ્ચે મોટા ફરક હોવાને કારણે આવો વિકાસ થયાની અટકળ કરવી સહેલી છે. માધવકૃત રૂપસુંદર કથા(૧૬૪૯–૫૦)મા એવી વાત છે કે રાજપુત્રી રૂપા ભણાવવા રાખેલા વિશ્વનાથ પુરોહિતના પુત્ર સુંદર સાથે પ્રેમમા પડે છે. રૂપાસુદરની પ્રેમગોષ્ઠી સાભળી રાજા તેમના સત્વની પરીક્ષા કરવા સુદરનો વધ કરવાનુ ફરમાવે છે, પણ છેવટે તેના શૌર્ય ને વિદ્વત્તાથી પ્રસન્ન થઈ બંનેને પરણાવી આપે છે.

ચત્રભુજદાસની મધુમાલતી(૧૭૨૦–૨૧ની પહેલા)મા એક જ પડિત પાસે રાજપુત્રી માલતી અને પ્રધાનપુત્ર મધુ ભણતા હતા. માલતી પરદા પાછળ બેસીને ભણતી પણ તેની આડશમાથી તે મધુને જોયા કરતી. એક વાર ગુરુ ઘડીક બહાર ગયા, એટલે મધુના ગુણથી મુગ્ધ માલતીએ પરદો ખસેડયો. બંનેએ પરસ્પરને જોયા. માલતીનો પ્રેમ વધવા લાગ્યો, પણ તેનો અત્યત પ્રેમ છતા રાજકુમારી સાથે પ્રેમસબંધ અનુચિત ગણી વણિકપુત્ર મધુ અડગ રહ્યો.

પણ વિદ્યાભ્યાસ કરતી યુવાન રાજપુત્રીના રક્ષણ માટે પરદાનો બાહ્ય અંતરાય કાઈ પૂરતો ગણાય? એટલે પ્રત્યક્ષ દર્શનથી આકર્ષણ થતું અટકાવવા ઉપરાત કલ્પનામા પણ ગુરુશિષ્યાને એકબીજા પ્રત્યે જાતીય દૃષ્ટિએ ઘૃણા ઊપજે તે માટે તેમનુ અંગ ખોડવાળુ કે અસાધ્ય રોગવાળુ હોવાની બનાવટી વાત તેમને પહેલેથી કરવામા આવે છે પણ કોઈ અકસ્માતથી સાચી પરિસ્થિતિનુ તેમને જ્ઞાન થતા જેની બીક રખાઈ હતી, તે જ પરિણામ આવે છે આધારબીજના આવા વિકાસનુ પહેલુ ઉદાહરણ આપણને જ્ઞાના ચાર્યકૃત બિલ્હણપચાશિકા(૧૫૫૯–૬૦ પહેલા)મા મળે છે. તેમા અધૂરા ાભ્યાસે આગના પડિતનું મૃત્યુ થતા, પુત્રી શશિકલાનુ શિક્ષણ ચાલુ રાખવા જા પૃથ્વીચદ્ર યુવાન બિલ્હણ પડિતને રાખે છે બિલ્હણને રાજા ખોટુખોટુ હે છે કે આંધળી કુવરીનું ભણાવતી વેળા મુખ ન જેવુ પડે તે માટે આડો પરદો રાખ્યો છે, અને તે જ પ્રમાણે કુવરીને ભરમાવે છે કે કોઢિયા પડિતને સ્પર્શાને આવતો વાયુ તારે અગે અડે તો તને પણ કોઢ થાય, તેથી સાવચેતી માટે ભણતી વખતે આડો પરદો રાખવાની ગોઠવણ કરી છે. અને એમ એ એકાત પરસાળમા બિલ્હણ શશિકલાને ભણાવતો. એક

માસ વીત્યા પછી એક વાર કોઈ દૂર શ્લોકનો અર્થ શશિકલાને સમજાવ્યા જતાં ન બેસતાં બિલ્હણે ચીડાઈને તેને 'આંધળી' એવું મહેણું માર્યું. સામું કુંવરીએ તેને 'કોઢિયો' કહ્યો ને ઉમેર્યું કે પોતે જેવું લખેલું છે તેવું જ વાંચે છે. બિલ્હણ સાચી પરિસ્થિતિ સમજી ગયો અને વધુ ખાત્રી કરવા તેણે શૃંગારિક અર્થ ધ્વનિત કરતા બે દુહા ચિઠ્ઠીમાં લખી અંદર નાખ્યા. વાંચીને કુંવરીએ પરદો ખસેડ્યો, એટલે બંને એકબીજાનું રૂપ જોઈ પ્રેમવશ થઈ ગયાં.*

આ જ પ્રસંગનો ઉપયોગ સદેવંત-સાવળિંગાની કથાનાં રાજસ્થાની (તેમ કેટલાંક પાછળના સમયનાં ગુજરાતી) રૂપાંતરોમાં મળે છે. જૈન કવિ કેશવ અથવા કીર્તિવર્ધન રચિત સદેવચ્છ સાવલિંગા ચૌપાઈ (૧૬૪૦–૪૧)માં એ પ્રસંગ આમ છે (જુઓ, અગરચંદ નાહટા, 'સદયવત્સ સાવલિંગા કી પ્રેમકથા,' રાજસ્થાન-ભારતી, ગ્રંથ ૩, અંક ૧, પૃ. ૪૯; નીચે પૃ. ૫૮–૫૯ પર આપેલા સારનું ભાષાંતર છે):

"પૂર્વ દિશામાં કોંકણ દેશસ્થ વિજયપુરમાં મહારાજા મહીપાલ રાજ્ય કરતા હતા. તેનો પુત્ર સદયવચ્છ હતો. રાજાના મંત્રી સોમને સાવલિંગા નામે પુત્રી હતી. યોગ્ય વય થતાં મહારાજાએ પંડિતને બોલાવીને વિદ્યાધ્યયનાર્થ કુમારને તેને સુપરત કર્યો. એ જ રીતે મંત્રી સોમે સાવલિંગાને પણ ભણાવવા માટે તે જ નિશાળમાં મોકલી, અને તેને નિશાળના વિદ્યાર્થીઓથી અલગ રાખીને ભણાવવાની સૂચના આપી. સાવલિંગા પરદા પાછળ રહીને ભણતી. રાજકુમારે તે પરદામાં રહીને ભણે છે તેનું કારણ પૂછતાં પંડિતજીએ એવું સમજાવ્યું કે તે આંધળી છે, અને કુમારીને એમ કહ્યું કે કુમાર કોઢિયો છે, જેથી પરસ્પર કોઈ સંબંધ ન થાય. એક દિવસ કોઈ કારણસર પંડિતજી નગરમાં ગયા હતા અને બધાને ભણાવવાનું કામ કુમારને સોંપ્યું હતું. ભણતાં ભણતાં પરદામાં રહેલી કુમારી કોઈ પાઠ અશુદ્ધ બોલી એટલે કુમારે કહ્યું, 'આંધળી, અશુદ્ધ કેમ બોલે છે?' પ્રત્યુત્તરમાં કુમારીએ કહ્યું, 'કોઢિયા, જેવું પાટીમાં લખ્યું છે તેવું જ વાંચું છું.' આ ઉત્તરથી કુમારનો ભ્રમ દૂર થયો. તેને થયું કે ગુરુજીના કહેવા પ્રમાણે એ કુમારી

* આ વીજ બીજી એક કૃતિ સારંગકૃત બિલ્હણ પંચાશિકા ચોપઈ (૧૫૮૨-૮૩) છે (જૈન ગૂર્જર કવિઓ, ૩-૧, ૮૦૧-૨). પણ તે અપ્રગટ હોવાથી આ પ્રસંગ તેમાં કેવી રીતે આપ્યો છે તે જાણી શકાયું નથી.

આધળી હોય તો પાટી ઉપર લખેલું વાચવાની વાત તે ન કરે, અને મને કોઢિયો કહેવાનું કારણ પણ શું? એટલે અમે બંને એકમીજાને જોઈએ નહીં તે માટે ગુરુજીએ પ્રપંચ રચેલો છે. ભ્રમ દૂર થતા કુમારની કુમારીને જોવાની ઉત્કંઠા વધી અને એકબીજાને જોઈને પ્રેમસૂત્રથી બંધાઈ ગયા. પછી તો પરસ્પર દુહા, ગૂઢા વગેરે લખતાંકહેતા રહેવાથી પ્રીતિ દૃઢ થતી ગઈ.

શ્રી નાહટા નોંધે છે કે સૂરતમાં કવિ નિસનાભ રચિત સદેવંત સાવલિંગાના રાસ(૧૭૨૫-૨૬)નો આધાર ઉપર્યુક્ત કેશવ કવિની રચના હોય.

શ્રી નાહટાએ બતાવ્યું છે તેમ કેશવ કવિની રચના, તેમાં ટાંકેલા જૂના દુહા વગેરેને આધારે, કોઈ પ્રાચીનતર કૃતિ ઉપરથી થઈ છે. એવો આધાર ન મળે ત્યાંસુધી નિશ્ચયપૂર્વક ન કહી શકાય કે સદેવંતસાવલિંગાના રાજસ્થાની રૂપાંતરમાંનો આરંભનો પ્રસંગ જ્ઞાનાચાર્યની બિલ્હણપંચાશિકામાંથી લેવાયો છે, ઊલટી જ પરિસ્થિતિ છે કે પછી બંનેનો આધાર કોઈ ત્રીજો જ છે.

શામળે મદનમોહનાનો આરંભનો પ્રસંગ જ્ઞાનાચાર્યની બિલ્હણપંચાશિકા, ચત્રભુજદાસની મધુમાલતી અને સદેવંતસાવલિંગાના ઉક્ત રૂપાંતર ઉપરથી ગોઠવી કાઢ્યો લાગે છે. મદનમોહનામાં બિલ્હણપંચાશિકાની જેમ શવદેવ પંડિત પાસે પરદા આડે રાજપુત્રી મોહના ભણે છે. એક સમસ્યાના ઉત્તર બાબત ગુરુ શિષ્યા વચ્ચે વાંધો પડતાં આવેશમાં આવીને બંને, તેમને રાજાએ ભરમાવ્યા પ્રમાણે, અનુક્રમે 'આધળી' ને 'કોઢિયો'ના મહેણાં એકબીજાને મારે છે. આથી બંનેને રાજાના પ્રપંચનો ખ્યાલ આવી જાય છે. (સદેવંતસાવલિંગામાના પ્રસંગનું બીજું પણ આ જ છે. માત્ર તેમાં ટપાટપી રાજપુત્ર અને પ્રધાનપુત્રી વચ્ચે થાય છે.) એટલામાં પંડિત પાસે અગાઉનવાર ઇક પૂછવા આવતો ત્યાં બેઠેલો પ્રધાનપુત્ર મદન બંનેનો ઉત્તર સાચો હોવાનું કહે છે, એટલે, મધુમાલતીની માલતીની જેમ મોહના પરદો ખસેડી તેનું મુખ જુવે છે અને તેના ઉપર મોહી પડે છે, પણ મદન રાજદંડના ભયથી અને રાજપુત્રીની તુલનાએ પોતાનું વણિકકુળ હલકું હોવાને કારણે પોતાને પરણવાની હઠ છોડી દેવા દૃષ્ટાંતો આપી ઘણું સમજાવે છે, જેમાં પંડિત પણ પોતાનો સૂર પુરાવે છે. આમાં મદનના મુખમાં મૂકેલું સિંહણ ને મૃગનું દૃષ્ટાંત પણ શામળને મધુમાલતી ઉપરથી સૂઝ્યું લાગે છે. કેમ કે તેમાં પણ મધુ પોતાની ઉપરના રાજકન્યા માલતીના પ્રેમની અયોગ્યતા ઉપર મૃગસિંહણનું દૃષ્ટાંત આપે છે.

પુત્ર ધનશ્યામને જામીન મૂકીને જાય છે. છૂપાઈને સાંભળતો રાજા રૂપાં, સુંદર અને ધનશ્યામ ત્રણેનો મરવાનો નિશ્ચય જાણીને, અને ત્રણેના પ્રેમની કસોટી કરીને છેવટે રૂપાને સુંદર સાથે પરણાવી આપે છે.

રૂપાવતીમા અંતે ભગવાન પ્રત્યક્ષ થઈ ખાત્રી આપે છે ત્યારે જ રાજાનું મન માન્યાની વાત છે. એટલો અંશ મધુમાલતી સાથે સમાન છે. તેમાં પણ અંતે વિષ્ણુ આવીને મધુ કામદેવનો અવતાર હોવાનુ જણાવે છે ત્યારે જ રાજા તેની સાથે માલતીને પરણાવે છે.

આ રીતે વીગતફેર એકની એક ઘટના નયનસાર (કે મનમોહન) અને સૌભાગ્યમંજરી, મદનકીર્તિ અને મદનમંજરી, મિલ્હણ અને શશિકલા, અદયવત્સ અને સાવલિંગા, સુંદર અને રૂપા, મધુ અને માલતી, મદન* અને મોહના તથા રૂપાવતી અને ગુરપુત્ર વચ્ચે બનેલી છે, અને એ તેરમીથી લઈને અઢારમી સદી સુધીના કથાસાહિત્યમાં પ્રસ્તુત આધારભીજ અતિશય લોકપ્રિય હોવાનુ ઘોતક છે.

## (૨) સમસ્યા

બુદ્ધિવિનોદના એક સાધન તરીકે અને ચતુરાઈ, તેમ જ અક્કલ-હોશિયારી ને ડહાપણની કસોટી તરીકે મધ્યયુગમા સમસ્યાઓ ઘણી લોકપ્રિય હતી. મધ્યકાલીન ગુજરાતી રાજસ્થાની કથાનક-સાહિત્યમાં તો તે અનિવાર્ય જેવી થઈ પડેલી, ને શામળમા એનો અતિરેક જોઈ શકાય છે. ઘણુંખરુ પ્રેમીઓ પરસ્પરની ચાતુર્યપરીક્ષા માટે કે વાર્તાવિનોદ માટે સમસ્યા કહેતા. મદનમોહનાની જેમ શામળની ચંદ્રચદ્રાવતી, પદ્માવતી, ભદ્રાભામિની રૂપાવતી અને નંદબત્રીશીમા થોકબધ સમસ્યાઓ છે. વીરજીની કામાવતીમા પણ છે. તેથી પહેલા વીરસિંહકૃત ઉષાહરણમા, કુશલલાભકૃત માધવાનલ-કામકંદલા-ચોપઈમા તથા ગણપતિકૃત માધવાનલકામકંદલા પ્રબંધમા સમસ્યાઓનો ઉપયોગ કરેલો છે. ગણપતિના કાવ્યમા માધવ કામકંદલાને ત્યા રાતવાસો રહે છે ત્યારે અમસ્યાવિનોદ કરતા તેમની વચ્ચે એકવીશ પ્રશ્નોત્તર થાય છે (અગ ૫, ૧૨૭–૧૭૧). તે ઉપરાંત વિરહિણી કામકંદલાના સંદેશામા એંશી જેટલી પ્રહેલિકાઓ (અંગ ૬, ૬૭૬–૭૪૨) અને બંનેના મિલનપ્રસંગે વીશ જેટલી (અગ ૮, ૧૪૬–૧૮૫) કહેવી છે. આમાની

* મધુમાલતીનો મધુ માધવાનલકથાના માધવની જેમ કામદેવનો અવતાર છે એ હકીકત નામગને નાયકનુ નામ 'મદન' રાખવામા પ્રેરક બની હોય તો ના નહીં.

કળા તરીકે પહેલિયા (= પ્રહેલિકા) છે. આ રીતે પ્રશ્નોત્તર, સમસ્યા, પ્રહેલિકા કે હૃદયાલિકા—હરિયાળી નામે જાણીતું વિદ્યાવિનોદનું સાધન ઘણા પ્રાચીન સમયથી અઢારમી-ઓગણીસમી સદી સુધી સાહિત્યમાં પ્રચારમાં હતું.

## (૩) કટોકટીની પળે અકાર્યમાંથી બચાવી લેતી સદુક્તિ

સાહસકર્મ ન કરવા પરના દૃષ્ટાંતમાં ખોટા વહેમથી ઉશ્કેરાઈને પોતાની સ્ત્રીનો અને તેની સાથે સૂતેલા જાર લાગતા માણસનો વધ કરવા જતાં દીપચંદશાનો દીકરો દયાળચંદ, એ કટોકટીની પળે, ભીંત પર લખેલા સાહસ ન કરવા વિશેનો શ્લોક વાંચીને પાછો વળે છે અને પેલો માણસ તેનો પુત્ર જ હતો એમ પછી ખબર પડતાં નિર્દોષ સ્ત્રીપુત્રના પોતાના હાથે થનાર ઘાતના ભયંકર અપરાધમાંથી ઊગરી જાય છે.*

અંબડ-વિદ્યાધર-રાસ(૧૫૮૨–૮૩)માં (પૃ. ૧૨૧) માનસિક કટોકટીની પળે એક શ્લોક સાંભળી ચેતાની અને દુષ્ટ કામ કરતાં બચી ગયાની એક આડકથા છે. રત્નસેન રાજા આગળ ત્રણ પ્રહરથી નૃત્ય કરતી નર્તકીને થાકી ગયેલી જોઈને તેનો ઉત્સાહ ટકાવી રાખવા નટવો એક શ્લોક કહે છે:

---

* આ શેઠપુત્રના દૃષ્ટાંતમાં આરંભમાં ગરીબ પણ વિદ્વાન બ્રાહ્મણે લખી આપેલો શ્લોક બ્રાહ્મણી સવા લાખ ટકામાં વેચી આવે છે એવી વાત છે. સિંહાસનબત્રીશીની ૩૧ મી વાર્તા-(રૂપાવતીની વાર્તા)માં આરંભમાં આને મળતો જ પ્રસંગ છે. ત્યાં ગરીબ પણ મૂરખ બ્રાહ્મણ બ્રાહ્મણીએ લખી આપેલો શ્લોક લઈને ભોજ પાસેથી સવા લાખ ટકા મેળવવા જતો હોવાની વાત છે એ જ પ્રમાણે મદનમોહનામાં આપેલું શેઠપુત્રનું દૃષ્ટાંત આરંભનો ને અંતનો ભાગ છોડી દઈને આખું સિંહાસનબત્રીશીની સત્તરમી વાર્તા(પંખીની વાર્તા)માં આડકથા રૂપે મળે છે. ચોપરે આપેલું અમરફળ વાવી તેમાંથી થયેલા ફળ ખવરાવતાં, રાજાનો પુત્ર, પુરોહિત, પ્રધાન વગેરે મરી ગયા. કોપેલો રાજા આખું પક્ષીવન બાળવા તૈયાર થયો. એટલે એક ઘરડા પ્રધાને સહસા કામ ન કરવા ઉપર એક દૃષ્ટાંત કહ્યું પાંચ વરસનો પુત્ર અને અઢાર વરસની નાર મૂકીને વેપારી વિદેશે ગયો. બારતેર વરસે પાછો આવ્યો રાત્રે વેશપલટો કરી ઘરચર્યા જોવા ગયો. દુખતી આંગળી માના મોમાં ને માથું ખોળામાં મૂકી પુત્ર મા સાથે હીંડોળાખાટ પર સૂતેલો. તેને જાર માની મારી નાખ્યો. જાગેલી માતા પુત્રશોકથી કાયા પછાડીને મરી. સવારે ઘરે આવી સાચી વાત જાણી એટલે વેપારીએ પણ પ્રાણત્યાગ કર્યો.

વળી, ગુરુને ત્યાં શિષ્યશિષ્યાના પ્રણયની વાત પણ સિંહાસનબત્રીશીની એકત્રીશમી વાર્તા-(રૂપાવતીની વાર્તા)માં આવે છે. -એકની એક કથા કે ઘટનાની જુદીજુદી વાર્તામાં પુનરુક્તિ કરવાના શામળમાં આવા બીજાં પણ ઠીકઠીક દૃષ્ટાંતો મળી આવશે

गतं बहुतरं भद्रे स्वल्पं तदनुतिष्ठति।
इति चित्ते समाध्याय कुरुष्व जनरंजनम् ॥

ભદ્રે, 'બહુત ગઈ ને થોડી રેહી' એમ વિચારીને જનરંજન ચાલુ રાખ.

આ શ્લોક સાંભળીને પ્રેક્ષકોમાં રહેલો રાજકુમાર રાજગાદી મેળવવા ઉતાવળો થઈ વૃદ્ધ પિતાને મારી નાખવાના પોતે કરી રાખેલા કાવતરાને એમ સમજીને માંડી વાળે છે કે રાજા હવે જીવ્યો તેટલું ક્યાં જીવવાનો છે. આ સાંભળી રાજાને શ્લોકને પ્રતાપે જીવ બચ્યાનો આનંદ થાય છે. તે જ પ્રમાણે નપુંસક શ્રેષ્ઠીપુત્રની વહુ પરપુરુષ પાસે જવાનો વિચાર એમ સમજીને માંડી વાળે છે કે હવે થોડી જુવાની બાકી રહી તેમાં કુળને કલંક શું કામ લગાડવું? અને વૈરાગી બનેલો વેપારીનો પુત્ર આકરો આચાર પાળવાથી ત્રાસીને અને સંસારસુખથી લોભાઈને કેટલાયે વર્ષના સંકલ્પવિકલ્પ પછી ફરી સંસારી થવાનો નિર્ણય કરી ગુરુ જોવા ઊભો છે, તે પણ 'બહોત ગઈ ને થોડી રહી'નો બોધપાઠ સમજી સાધુપણું છોડવાનો વિચાર માંડી વાળે છે.

### (૪) દૃષ્ટાંત બીજું (સાહસકર્મ ઉપર): અજાણ્યા પર મોહી પડીને નાસી ગયેલી રાજપુત્રી

સ્ત્રીના અસતીત્વ કે જારકર્મની અનેક વાતો જાતક, કથાસરિત્સાગર, પંચતંત્ર, શુકસપ્તતિ અને જૈન કથાસાહિત્યમાં મળે છે. પણ આ વાતને મળતી કથા અન્યત્ર હું શોધી શક્યો નથી.

### (૫) દૃષ્ટાંત ત્રીજું: મૃગને રાખી બેઠેલી સિંહણ

ઊંચનીચની પ્રીતિનાં ફળ કેવાં બૂરાં હોય છે તે દર્શાવવા મદને આ દૃષ્ટાંત આપેલું છે. ચતુર્ભુજદાસની મધુમાલતીમાં મધુ પણ માલતીને સમજાવવા માટે મૃગસિંહણનું દૃષ્ટાંત આપે છે. તેના ઉપરથી આ લેવાયાનો સંભવ છે.

મધુમાલતીમાં પ્રેમયાચના કરતી રાજપુત્રી માલતીને પ્રધાનપુત્ર મધુ, ઊંચની સાથે પ્રીત બાંધવા જતાં નીચને કેમ જાન ગુમાવવો પડે છે તે ઉપર મૃગ-સિંહણનું દૃષ્ટાંત કહે છે. તેમાં મૃગને સિંહણનાં પ્રેમવચનોમાં વિશ્વાસ નથી આવતો અને તે પૂર્વવિરોધવાળાનો વિશ્વાસ કરવાના માઠાં પરિણામ ઉપર કાગડા ને ઘુવડનું દૃષ્ટાંત (પંચતંત્રના ત્રીજા તંત્રની મુખ્ય કથાનો સાર—તેમાં પહેલા તંત્રની 'ટીટોડા ને સમુદ્ર'ની વાત આડકથા રૂપે)

આપે છે. પણ પછીથી તે સિંહણના અસામર્દને વશ થાય છે, ને અંતે સિંહને હાથે મૃત્યુ પામે છે. શામળે આપેલી કથામાં સિંહ મૃગ ને સિંહણ વચ્ચે આડો વ્યવહાર હોવાનું સમજી જઈ વેર લેવાની યુક્તિ રચે છે ને હરણના બધા સગાસંબંધીને બોલાવી સૌનું કાસળ કાઢી નાખે છે. મધુમાલતીમાં સિંહ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે જ હરણને મારી નાખે છે. તેમાં એટલો વિશેષ છે, કે મધુએ કહેલું દષ્ટાંત તેનો અંત ફેરવીને માલની સામું કહે છે. માલતી કહે છે કે હરણને સાવ એવી રીતે મરવા નહોતો દીધો. સિંહ મૃગ પર તરાપ મારે તે પહેલાં સિંહણે હરણ ઉપર પડી તેના શિંગડાથી વીંધાઈને પ્રાણત્યાગ કરેલો ને એમ હરણની પહેલાં મરી તેણે પોતાના પ્રેમની સચ્ચાઈ બતાવેલી.

મધુમાલતી પહેલાં આ દષ્ટાંત ક્યાંય મળે તો શામળના આ બાબતના મૂળ આધાર પર વધુ પ્રકાશ પડે.

મધુમાલતીમાંથી મૃગ-સિંહણના પ્રસંગવાળો અંશ મૂળરૂપે પરિશિષ્ટમાં આપ્યો છે.

પશ્ચિમ ભારતીય પંચતંત્રમાં (૪/૪) સિંહણે શિયાળનું બચ્ચું ઉછેર્યાની વાત છે. રાજકુમારી અને પોતાની વચ્ચે રહેલા મોટા અંતરનો ખ્યાલ આપવા મદન અનેક ઉપમાનો આપી સંબંધની અયોગ્યતા પર ભાર મૂકે છે (કડી ૧૯૧–૨૦૬). મધુમાલતીમાં અને ખાસ તો હીરાણંદસૂરિના વિદ્યાવિલાસ-પવાડામાં (કડી ૨૩–૨૬) આવું જ વલણ જોવા મળે છે. હીરાણંદની કૃતિમાં પ્રધાનપુત્ર મનમોહન પોતાની અને રાજપુત્રી વચ્ચેના અંતર માટે સાગર–ખાબોચિયું, સિંહ–શિયાળ, સુભટ–કાયર, કલ્પવૃક્ષ–વણ, મેરુ–સર્ષપ, કેકાણ–ખર, જાદર–ખાસરું, જાણ–મૂરખ, કસ્તૂરી–લસણ, દેવ–માનવ, અમૃત–કાંજી રાજપદ–સેવા, કનક–પિત્તળ, સૂર્ય–દીવો : એટલાં ઉપમાનો આપે છે.

## (૬) વફાદાર હરણી

એક જ રાતનો સમાગમ છતાં ખોડા શિયાળને અનુસરીને મૃત્યુને ભેટવા જતી પતિવ્રતા હરણીની વાતનો સળંગ આધાર મને અન્યત્ર મળ્યો નથી. પણ તેમાં આરંભે આપેલી વનનાં પ્રાણીઓએ સિંહ પાસે દરરોજ વારા પ્રમાણે એક પ્રાણીને મોકલવાની કરેલી ગોઠવણની વાત મૂળે પશ્ચિમ ભારતીય પંચતંત્રની સિંહ ને સસલાની (૧/૮) વાત પરથી લીધેલી છે. પંચતંત્રની એ વાર્તામાં છે તે આધારબીજ આપણને મહાભારતની એકચક્રાનગરીને પીડતા બકાસુરની

વાતમાં મળે છે. બકાસુર સાથે દરરોજ એક 'માણસને વારા' પ્રમાણે ભક્ષ તરીકે મોકલવાની ગોઠવણ છે. આનો પડઘો શામળની સિંહાસનબત્રીશીની દસમી વાર્તા (ગરધવસેન)માં છે. ત્યાં ઉજ્જેણીને પીડતા વેતાળ સાથે પ્રજાજનો દરરોજ વારા પ્રમાણે એક માણસનો ભોગ મોકલવાની ગોઠવણ કરે છે.

## (૭) સ્ત્રીચરિત્ર

સ્ત્રીની કુલટાવૃત્તિ અને વિશ્વાસઘાતી સ્વભાવ ઉપર પંડિત મોહનાને અંગસેન અને દૂધાંનું દૃષ્ટાંત (દૃષ્ટાંત પાંચમું) કહે છે. મદનમોહનામાં આપેલી કથાન્આડકથામાં આ જ સર્વોત્તમ છે. તેમાં કેટલાક જાણીતા આધારબીજોનો ઉપયોગ થયો છે. આ વાર્તા પણ શામળે લોકકથામાંથી લીધી જણાય છે. પંજાબી લોકકથામાં રાજા રસાલુ ને રાણી કોકલાંની વાત છે.* રાજા રસાલુ શિકારે જતાં પાછળથી તેની રાણી કોકલાં ઉપર મુગ્ધ રાજા હોદી આવે છે. રાણી તેને નિમંત્રે છે. રાણીની ચોકી કરવા મૂકેલાં એંશી પોપટ, છાંશી મેના ને એંશી મોરમાંથી એક મેના રાણીની ખરાબ ચાલથી સચિંત બને છે. તે રાણીને મેણાં મારે છે અને પોપટને કહે છે કે ચાલો આપણે અહીંથી ચાલ્યા જઈએ. રાણીથી બીતો પોપટ તેને ટાઢી પાડે છે. પણ તેની શીખને અવગણીને તે પોતાનો તિરસ્કાર વ્યક્ત કરે છે. રાણી તેની ડોકી મરડી નાખી ને ફેંકી દે છે. મેનાની દશા જોઈને પક્કો પોપટ રાણી પાસે મેનાની ઉદ્ધત વર્તણૂકને વખોડી કાઢે છે, ને તેને બરાબર શિક્ષા મળ્યાનું કહી ઉમેરે છે કે મને બહાર કાઢો તો એ દુષ્ટાને બે લાત લગાવું. રાણી તેને બહાર કાઢે છે, એટલે તે લાગ જોઈને ઊડી જાય છે ને રસાલુ પાસે પહોંચી જઈ રાણીની બદચાલની વાત કરે છે. રાણી હોદીને નસાડે છે. રસાલુ આવીને યુક્તિ રચી હોદીને બોલાવી તેની સાથેના દ્વંદ્વયુદ્ધમાં તેને પૂરો કરે છે. રાણી આપઘાત કરે છે (સ્વીનર્ટનકૃત ધ એડવેન્ચર્સ ઑવ રાજા રસાલુ, પૃ. ૧૦૫-૧૩૫; ટેમ્પલકૃત ધ લીજન્ડ્સ ઑવ ધ પંજાબમાં પણ આ છે).

શામળની વાર્તામાં એકલો પોપટ છે. તેનામાં રસાલુના પોપટની ચતુરાઈ અને કુનેહ તેમજ મેનાની વીરતા અને સ્વામીભક્તિ છે. તે જીવને જોખમે જારલુબ્ધ રજપૂતાણીને તતડાવે છે, યુક્તિ લડાવીને તેના સકંજામાંથી

---

* રાજા રસાલુની કથાના રાજસ્થાની રૂપાંતરોને લગતો શ્રી. અગરચંદ નાહટાનો લેખ 'રાજા રિસાલૂ કી વાર્તા કે રાજસ્થાની સંસ્કરણ' (જનપદ, ૧, ૨) મને ઉપલબ્ધ ન હોવાથી ઉપયોગમાં નથી લઈ શકાયો.

છૂટી જાય છે અને લડાઈમાંથી રજપૂતને પાછો બોલાવી લાવી વેર લેવરાવે છે. જેમ રસાલુ હોદીને તેમ ગંગ કાણુનીને દ્વંદ્વયુદ્ધમાં ખતમ કરે છે. લોકકથામાં મેનાપોપટના નિરૂપણ વિશે આગળ ઉપર જુઓ.

## (૮) બાદશાહ અને હિંદવાણી

પણ આ કથામાં શામળ બીજો એક અનેક રૂપાંતરે જાણીતી લોકકથાના તાણાવાણા મેળવે છે. પરદેશી આક્રમણકારી મુસલમાન બાદશાહ અને હિંદવાણીની વાત ઘણા પ્રાંતના લોકસાહિત્યમાં ભિન્નભિન્ન સ્વરૂપે પ્રચલિત છે. ગુજરાતીમાં ગુર્જરીના લોકગીતનાં બે રૂપાંતર મળે છે. તેને મળતું બુંદેલી લોકગીત 'માનો ગુજરી' છે. દેવેંદ્ર સત્યાર્થી નોંધે છે કે ઉત્તર ભારતના બીજા પ્રાંતોમાં પણ આની સાથે મળતા આવતા ગીતો મળે છે. પંજાબના લોકગીતોમાં પણ સુગન સરદાર ગામની છોકરી કે વધૂને બળજબરીથી ઉઠાવી લઈ ગયાનું છે—યુક્ત પ્રાંતના ગીતોમાં પણ.*

શામળે આપેલી ગંગસેનની વાતમાં દૂધાં કાણુના બાદશાહની સાથે ચાહી કરીને—સ્વભાવગત કુલટાવૃત્તિને કારણે અને ગંગની ક્ષત્રીવટનું પારખું લેવા—ચાલી જાય છે. કાણુની માટે તો તે અણધાર્યું આવી મળેલું ખાજ છે. આશાભીલની દીકરી તેજાંના ગીતમાં બાદશાહની તેજાના હાથની માગણીનો આશાભીલ તરવારથી જવાબ આપવા તૈયાર થાય છે, પણ 'બળિયા સાથે બાથ ભીડવા જતા સત્યાનાશ નીકળી જશે અને બાદશાહ જેવો જમાઈ ક્યાંથી?' એવી ગૃહિણીની વ્યવહારુ સમજાવટથી આશાભીલ માગું માન્ય રાખે છે, અને બાદશાહ પણ પાટણ જવાનું માંડી વાળી ત્યાં જ પાટણ વસાવે છે અને ગીતકાર ભટ હરગોવિંદ, દીકરી દઈ બાદશાહને લીધાના આશાભીલના સદ્‌ભાગ્ય પર વારી જાય છે (ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, જાન્યુ.-માર્ચ, ૧૯૫૪, ૧૬૦). ગુર્જરીના ગીતમાં માત્ર કુતૂહલથી બાદશાહને જોવા ગયેલી ગુજરી મોહી પડેલા બાદશાહનો તિરસ્કાર કરે છે, અને છેવટે દીયરના પરાક્રમથી બાદશાહ પાસેથી છુટકારો મેળવે છે. શામળની દૂધા બાદશાહ પાસે જતા ગુર્જરીની જેમ સોળે શણગાર સજીને જતી હોવાનું વર્ણન છે.

* ગુજરીના ગીત માટે જુઓ, મેઘાણીસંપાદિત રઢિયાળી રાત, ભાગ ચોથો, પૃ ૧૪૨ પુષ્કર ચંદરવાકર, 'ગુજરી—ગુજરાતણ અને બુંદેલી', ચંદના, નવે. ૧૯૫૩ 'ગઢમંડલની ગુજરી', ચંદના, જાન્યુ ૧૯૫૪ દેવેંદ્ર સત્યાર્થી, 'સાત બુંદેલી લોકગીત', પ્રેમી અભિનંદન ગ્રંથ, ૬૧૫, 'બુંદેલી લોકગીત', બેલા ફૂલે આધી રાત, ૨૦૬

ઉપર્યુક્ત અને તેવી બીજી લોકકથા ઉપરથી શામળે મદનમોહનાનું પાંચમું દૃષ્ટાંત લીધું જણાય છે.

## (૯) ચતુર ને સ્વામીભક્ત પોપટ

ગંગસેન ને દૂધાંની વાતમાં દામોદરો પોપટ બાદશાહ પાસે જવા તૈયાર થયેલી દૂધાંને સમજાવે-ધમકાવે છે, ને સ્વામીભક્તિને પરિણામે આવી પડેલી મૃત્યુની કટોકટીને બુદ્ધિચાતુર્યથી પાર કરી ગંગસેનને સમાચાર પહોંચાડે છે. મનુષ્યની વાણીમાં બોલતા પક્ષી તરીકે પોપટ તથા મેના (શુક અને સારિકા) વેદ અને અશોક-લેખોથી માંડીને સંસ્કૃત સાહિત્ય અને બૌદ્ધ જાતકોમાં તથા ભારતની અર્વાચીન લોકકથાઓ અને ભારતીય લોકકથાના પરદેશી રૂપાંતરોમાં દેખાય છે. ઘણુંખરું ડાહ્યા, ચતુર, યુક્તિબાજ, સ્વાર્પણશીલ, દુઃખભંજક ને કાર્યદક્ષ સ્વામીભક્ત તરીકે તેમનું નિરૂપણ હોય છે. તેમનું આચરણ પ્રાણીદેહી મનુષ્યનું જ હોય છે. કાદંબરીનો શાસ્ત્ર, ઇતિહાસપુરાણવિશારદ પોપટ વૈશંપાયન ને બંગાળી વગેરે લોકકથાનો વિદ્વાન પોપટ હીરામણ જાણીતા છે.

અનેક લોકકથાઓમાં સ્વામીના પરદેશવાસ દરમિયાન સ્વામિનીના રક્ષક —ચોકીદાર તરીકે પોપટ કામ કરે છે, અને પોતાની બુદ્ધિ ને ચતુરાઈથી જીવનું જોખમ વહોરીને પણ આવી પડેલા સંકટમાંથી માર્ગ કાઢે છે, કે પછી સ્વામીને પાછો બોલાવી લાવે છે. રાધજાતક (જાતક ૧૯૮ તેમ જ ૧૪૯)માં પોતાની દુરાચારી સ્ત્રી પર નજર રાખવાનું રાધ અને પ્રૌષ્ઠપાદ નામના પાલિત પોપટબંધુઓને સોંપી બ્રાહ્મણ વેપારઅર્થે બહારગામ જાય છે. ગયેલા ના કહેવા છતાં નિર્બંધ વ્યભિચાર કરતી બ્રાહ્મણી પોતાને રોકવા માટે પ્રૌષ્ઠપાદને ડોકી મરડીને ચૂલામાં ફેંકી દે છે. પાછા આવેલા બ્રાહ્મણના પૂછવા છતાં અપ્રિય સત્ય કહેવામાં સાર નથી એમ જાણી, 'હવે હું અહીં નહીં રહી શકું' કહી રાધ જંગલમાં ઊડી જાય છે.

આવો પ્રસંગ શુકસપ્તતિના આરંભમાં આવે છે. એ ડીપુર મદનવિનોદ પરદેશ ખેડવા ગયો. પાછળથી તેની સ્ત્રી પ્રભાવતી સ્વૈરિણી સખીઓની સંગતથી પરપુરુષને મળવા જતી હતી. ઘરમાં નીતિનિપુણ શુકસારિકાની જોડી હતી. સારિકાએ પ્રભાવતીને ઠપકો આપીને જતાં વારી. પ્રભાવતી પકડીને તેનું ગળું મરડી નાખે તે પહેલાં તે ઊડી ગઈ. પ્રભાવતી ફરી જારને ત્યાં જવા તૈયાર થઈ, એટલે શુકે મીઠાં વચનોથી તેને અનુમોદન આપ્યું, અને સાથે 'આવા કામમાં પ્રભાવતી મુશ્કેલીમાં આવી

પડે તો અમુકે જેમ માર્ગ કાઢ્યો હતો તેમ માર્ગ કાઢી શકશે ખરી? એમ પૂછ્યુ કુતૂહલ થતા શુકે પ્રભાવતીને તે વાત કહી અને તે રાત પૂરતી તેને બહાર જતી રોકી એમ રીતેર દિવસ કોઈ નહીંને કોઈ વાર્તા કહી શુકે પ્રભાવતીનુ શીલ ઉગાર્યું શામળની સુડાબહોતેરીનો આરંભ અને નિર્વાહ આજ પ્રકારના છે પણ તેમા મેણા દેનારી મેના હણી નથી જતી શામળની સુડાબહોતેરીમા શુકસપ્તતિના પોપટની જેમ પ્રભાવતી તેની ડોક મરડી, પાંખ તોડી, ચાંચ ચીરીને તેને મરણતોલ અવસ્થામા ખાળમા નાખી દે છે પણ પોપટ છૂપી રીતે તેની આરવાર કરી તેને સાજો કરે છે

આ પહેલા રાજા રસાલુની કથામા મેનાપોપટ જે ભાગ ભજવે છે તેનો ઉલ્લેખ કર્યો છે તેમા મેના જાતકના પ્રૌષ્ઠપાદ અને શુકસપ્તતિની સારિકાની પ્રતિનિધિ છે, પણ તેનો પોપટ મદનમોહનાના રાગસેન ને દૂધાના દષ્ટાતમા આવતા દામોદરા પોપટનો સગો ભાઈ છે તે બુદ્ધિ લડાવીને વ્યભિચારી રાણી પાસેથી છટકી જાય છે અને પોતાના સ્વામીને ચેતાવી લાવે છે

શામળમા અન્યત્ર સિંહાસનબત્રીશીમા મેનાપોપટની (પંદરમી) અને શુકસારિકાની (અઢારમી) વાર્તામા મેનાપોપટ વચ્ચે 'કોણ નીચ—નર કે નારી?' એ અંગે વાદવિવાદ થાય છે આનુ મૂળ કથાસરિત્સાગરમા આવતી વેતાલપચવિંશતિની ત્રીજી વાર્તા ('રાજા અને મેનાપોપટની વાર્તા', ટૉની-પેન્ઝર, ૬, ૧૮૩–૧૯૦ વેતાલપચ્ચીસીના રૂપાતરામા આ વાત માટે જુઓ ટૉની-પેન્ઝર, ૬, ૨૬૮ અને પછીના)મા છે અને ત્યા સ્ત્રીઓ વધારે ક્રૂર ને દુષ્ટ હોવાનો વિક્રમ નિર્ણય કરે છે નંદબત્રીશીમા કામાતુર નદરાજા રાત્રે પ્રધાનપત્ની પાસે આવે છે, ત્યારે પોપટ પ્રધાનપત્નીને ધીરજ આપી રાજાને આવકારે છે અને ચતુરાઈથી પ્રધાનને રાજાના પુત્રને સ્થાને ઠરાવી પ્રધાનપત્નીને પુત્રી ઠરાવે છે અને રાજાનો દુષ્ટ આશય શિથિલ કરાવી નાખે છે

## (૧૦) વિશ્વાસ સંપાદન કરીને વિરોધીને મહાત કરવો

રાગસેન અને દૂધાના દષ્ટાતમા (દષ્ટાત પાચમુ) રાણીને ત્યા રહેતી દૂધા પાસે પહોંચેલો રાગ, તેની જીભ ઉપર અમલ મૂકી પોતાને એક વાર પહેલાની જેમ તે ખવરાવવાની અભિલાષા પૂરી કરવા દેવાને બહાને દૂધાની જીભ બહાર કઢાવે છે અને પછી જીભ પકડી લઈ તેને ઊંચકીને ત્યાથી ભાગે છે આને સાવ મળતો તો નહીં પણ ચુંબનને બહાને વિરો

અનારસિંહની જાગીર આંચકી લેવામાં આવી ને તે દૂરદેશમાં ભૂંડે હાલે મરણ પામ્યો. વિધવા ગરાસણીએ નિરાધાર પુત્રને મોટો કરવા પાછળ જાત ઘસી નાખી. અજિતસિંહ ઉમરલાયક થતાં તે પણ ચાલી ગઈ. અજિતસિંહે જાગીર પાછી મેળવવા સિંધના મહારાજાને અરજ કરી, પણ કશું ન વળ્યું. પછી તેણે પોતાના સસરા પરતાબસિંહને લગન કરી આપવા માટે કહેવરાવ્યું. પણ સંદેશો લઈ જનાર એવા ખબર લાવ્યો કે રાજબાલાની તો ઘણી ઇચ્છા હતી, પણ પરતાબસિંહ વીશ હજાર રૂપિયા વિના રાજબાલાનો હાથ સોંપે તેમ નથી. નિરુપાય અજિતસિંહે જેસલમીરના તેમના એક જૂના શરાફ પાસેથી એવી શરતે એટલી રકમ મેળવી કે જ્યાં સુધી તે વ્યાજ સાથે પૈસા પાછા ન વાળે ત્યાં સુધી અજિતસિંહ અને રાજબાલાએ પતિપત્નીનો વહેવાર ન રાખવો.

પરણીને અજિતસિંહ સાસરે રહેતો હતો. પહેલી રાતથી જ સતી વખતે તે પોતાની અને રાજબાલાની વચ્ચે ઉઘાડી તરવાર મૂકતો. તેનું આવું વર્તન અને ઊંડે ઊંડેનું દુઃખ જોઈ રાજબાલાએ ખુલાસો પૂછતાં તેણે વીશ હજાર રૂપિયાના કરજની અને તે સાથે રહેલી શરતની વાત કરી. પતિને દુઃખે દુઃખી રાજબાલાએ પરદેશ જઈ પૈસા રળી લાવવાની વાત કરી. પોતે પણ પુરુષવેશમાં પતિની સાથે જવાની ગોઠવણ કરી. ઘોડેસવાર થઈ બંને જણ છાનાંમાનાં મધરાતે નીકળી પડયાં.

ઉદેપુરના રાણા જગતસિંહને ત્યા બંને જણ ગુલાબસિંહ અને અજિત-સિંહ નામના સાળાબનેવી રજપૂત જુવાન તરીકે નોકરી રહ્યા. એક વાર સિંહના શિકારમા ગુલાબસિંહે (રાજબાલાએ) અસાધારણ પરાક્રમ કરી રાણાને મૃત્યુના મુખમાથી ઉગાર્યો. પ્રસન્ન થઈ રાણાએ તેમને અંગરક્ષકોના ઉપરી નીમ્યા. અને અજિતસિંહને રાજમહેલના પ્રતિહાર તરીકેની તથા ગુલાબસિંહને શયનગૃહના પ્રતિહાર તરીકેની કામગીરી સોંપી.

આ નવી ફરજથી બંનેને એકબીજાનો ચાલુ વિયોગ સહેવાનો આવ્યો. વરસ થવા આવ્યુ છતા તેમને મળતા પગારમાંથી બહુ ઓછું બચતુ હોવાથી વીશ હજાર કયે જન્મારે ભેગા થશે તેની કશી કલ્પના ન હતી. તેવામાં એક શિયાળાની રાતે માવઠું થયુ. વરસાદવંટોળમાં ગુલાબસિંહ અને અજિતસિંહ જુદાજુદા ચોકી કરતા હતા. અજિતસિંહને ફરજ પરથી છૂટા કરી રાણા શયનગૃહમાં ગયા. અંધારી મેઘલી રાતે એકલવાયા, વિરહે પીડાતા ગુલાબસિંહે એક એવા ભાવાર્થનો દુહો લલકાર્યો કે મેઘ મુશળધાર વરસે છે,

નીમા પ્રગટ્યા છે, વીજળી ઝબકે છે, બીની ધરતી મહેંકે છે, પણ મારું હૈયુ બળી ગયુ છે. ઘરે જતા અજિતસિંહને કાને આ બોલ પડતા, તેણે સામો દુહો લલકાર્યો, એવા અર્થનો કે ભગવાન દયાળુ છે, દુખીયાનો બેલી છે. ધરતી ભલે સૂતી હોય, આભ સદાયે જાગતુજ છે. કોઈ આગલા ભવના ક્યાં આ ભવે આપણને નડે છે, અને આપણી વચ્ચે વિજોગ પાડે છે.

જગતસિંહની ચતુર રાણી આ દુહા સાંભળી પામી ગઈ કે પ્રતિહારી પતિપત્ની છે, અને શયનગૃહની ચોકી કરનાર સ્ત્રીજ છે. તેણે રાણાને વાત કરી રાણાને ગળે તે ન ઊતર્યું. બન્નેને બોલાવી ભાર દઈને પૂછતા અજિત સિંહે સાચી હકીકત જણાવી. રાણાએ દાસીને બોલાવી સુજાણસિંહને સ્ત્રીના કપડામાં સજ્જ કરાવી. અજિતસિંહને નોકરી રજા આપી. તે જેસલમીર જઈ સગદ્દનુ દેવુ ભરપાઈ કરી આવ્યો. રાણાએ રાજબાલાને 'પ્રાણરક્ષક દેવી'નુ બિરુદ આપ્યુ, મોટી જાગીર અને મહેલ આપ્યા. તે રાત અજિતસિંહ અને રાજબાલાની પહેલી મિલનરાત બની

આ જ કથા વીરચંદ્રે મેઘાણીની સૌરાષ્ટ્રની રસધાર, ચોથા ભાગમા (પૃ. ૮૮–૯૮) 'દસ્તાવેજ' નામ મઅપાઈ છે તેમાં રજપૂતાણીનુ નામ રાજબાલાને બદલે રાજબા છે, અને બાકીના વ્યક્તિઓ અને ગામો નનામા છે રાણાને બદલે બાદશાહ છે. રજપૂતનો બાપ વાણિયાને ત્યા જાગીર ગીરો મૂકી ગયો છે પરકણુની રકમ પણ વીશ હજાર નહીં, એક હજાર છે. બાદશાહને ત્યા બન્ને મામાફઈના હોવાનુ કહીને રહે છે. તેમા બન્નેને જુદા રહી ચોકી કરવાની વાત નથી, અને એકલી રજપુતાણીજ વિરહપીડિત થઈ એક દુહો બોલે છે. દુહાની ભાષા મારવાડી છે. બેગમને બેમાથી એક પ્રતિ હાર સ્ત્રી હોવાની શકા પડતા નિર્ણય કરવા માટે એક ખાસ કસોટી યોજાય છે બન્ને રજપૂતોની નજરે પડે તેમ ચૂલે ઉભાવા મૂકેલું દૂધ ઉભરાવા માડે છે રાજબામા રહેલી ગૃહિણીથી બોલી જવાય છે, 'એ...એ દૂધ ઉભરાય!' એ પછી બેગમે બોલાવી પૂછતા પુરુષવેશમા રહેતી રાજબા શરમસકોચ વ્યક્ત કર છે બેગમ રાજબાને સ્ત્રીના કપડા પહેરાવે છે રાજમહેલમાજ રહી ઘરસસાર શરૂ કરવાની બાદશાહની ઉદારતાને રજપૂત એવા કારણે નકાર છે કે દેવુ ચૂકતે કરી આપ્યા પછીજ તેમનુ મન ઠરે. એટલે તેઓ પોતાને ઘરજ સોહાગરાત ઉજવે છે

મેઘાણી કહે છે કે 'રાજનીત-કથા' નામની એક પુરાણી ચોપડીમા

બંને ભાઈ તરીકે પોતાને જાહેર કરે છે. સાળી અથવા મામાફઈની દીકરી પત્નીનું સ્થાન લઈ શકતી હોવાથી, એમ કહેવું એ ભરમમાં સાચી વાત કહી ગણાય. શામળમાં ભાઈનો સંબંધ કહ્યો છે, તે પ્રમાણે દસ્તાવેજમાં ગરાસણી 'નાનેરો ભાઈ' બનીને સાથે આવીશ એમ કહે છે અને વિરહાતુર રજપૂતાણી ચોરી કરતાં જે એકાદ દુહો બોલતી હોવાનું શામળ તથા દસ્તાવેજમાં છે, (અને એ તો કથાના ચમત્કારની બેમાંની એક આધારશિલા છે) તેમાં વીગ કે બાંધવ પાયાનો શબ્દ છે. સિંધી કથામાં એ જ ઠેકાણે જુદું પદ્ય અને જુદો પ્રસંગ છે. બીજાં બે રૂપાંતરોમાં વિરહાતુર બનેલી એકલી સ્ત્રી જ પોતાના હૃદયભાવ ગીતમાં વહેરાવે છે, રાજબાલામાં દંપતી સામસામો એકએક દુહો બોલે છે. સમય પણ શામળ (શ્રાવણ) તેમ જ દસ્તાવેજ (અષાડ)માં ચોમાસાનો છે, રાજબાલામાં શીયાળાના માવઠાનો. આગલા બંનેમાં બપૈયાના 'પિયુ' 'પિયુ'ના પોકારથી ભાવાવેશમાં રજપૂતાણી વિરહગાન કરે છે. રાજબાલાએ ગાયેલો દુહો આમ છે:

દેશ વીજાં, પીયુ પરદેશાં પીયુ બંધવાન્રે વેશ
જે દી' જાશાં દેશમેં તે દી' બાંધવ પીયુ કરેશ

✓ શામળે આપેલ રૂપાંતરમાં વિરહિણીએ બોલેલા દુહા ઘણા કાવ્યમય— શબ્દાર્થની ચમત્કૃતિ વાળા છે.

સિંદના મુખમાંથી આશ્રયદાતાને બચાવ્યાનો પ્રસંગ શામળમાં નથી.

રાજબાલા અને શામળમાં રજપૂતાણીને વરતી કાઢવા માટે કશી ખાસ કસોટી યોજવામાં આવતી નથી. દસ્તાવેજમાં એક કસોટી વડે તેને ઓળખી કઢાય છે.

મને લાગે છે કે આ કસોટીની વાત અહીં ચર્ચાપ્રાપ્ત કથાને અંશતઃ મળતી બીજી એક લોકકથા—'સજના' કે 'તેજમલ ઠાકોર'ની અસરથી આવી હોય. તે કથાની ચર્ચા આગળ જતાં જ કરી છે.

ઘરે જતાં રજપૂતદંપતીને દસ્તાવેજમાં ગાડાં ભરીભરીને સરપાવ મળે છે. શામળમાં પણ તેમને 'મોટી વે'લ એક મો'રે ભરી' અપાય છે.

## (૧૨) પુરુષવેશે પરદેશ ખેડતી નાયિકા

મધ્યયુગીન લોકકથાને પુરુષવેશે પરદેશ ફરી સાહસ ખેડતી નાયિકાની કલ્પના ઘણી આકર્ષક લાગી છે. પદ્મચરિત કે પઉમચરિય (વિમલસૂરિ,

૩૪,૨૧-૨૩; રવિષેણ, ૩૪,૪૨-૪૪; સ્વયંભૂ, ૨૬,૧૮)માં રાજપુત્રી કલ્યાણમાલા રાજપુત્ર કલ્યાણમાલ તરીકે રાજ્ય કરતી હોવાની વાત છે. અને એવું જ વસુદેવહિંડીમાં (પુંડ્રાલંભકમાં, મૂળ ૧,૨૧૩,૨૧૫,૨૧૬; ગુજરાતી ભાષાંતર, ૨૭૭-૨૮૨) છે. પરદેશ ખેડવાની વાત કથા-સરિત્સાગરમાં છે. તેમાં દેવસ્મિતાની કથામાં (ટૅાની-પેન્ઝર, ૧,૧૬૩; કથા-સરિત્સાગર, ૨,૬,૧૭૯) દેવસ્મિતા પુરુષવેશે પોતાના પતિની રક્ષા અર્થે કટાહદ્વીપ જતી હોવાની વાત છે. હંસાવતી-વિક્રમચરિત્ર-વિવાહમાં પુરુષવેશે પ્રવાસ ખેડતી હંસા પ્રયાગના અપુત્ર રાજાથી દત્તક લેવાઈને ગાદીપતિ બને છે. કામાવતીમાં પણ મોહનાની જેમ નાયિકા પુરુષવેશે અનેક સ્ત્રીઓ પરણે છે. લોકકથાઓમાં તેજમલના લોકગીતમાં (રઢીયાળી રાત, ભાગ ત્રીજો, ૨૪-૨૯) શત્રુની ફોજનો સામનો કરવા ઠાકોરની સાત પુત્રીમાંથી તેજમલ પુરુષવેશે શસ્ત્ર સજીને નીકળે છે. સેનામાં રહેલા તેના સાથીઓ તેજમલ સ્ત્રી છે કે પુરુષ તેની ખાત્રી કરવા ઘણી કસોટીઓ યોજે છે, પણ તેજમલ પોતાની ચતુરાઈથી તે બધી પાર કરી પોતાના ખરા સ્વરૂપની ખબર પડવા દીધા વિના વિજય કરીને પાછી ફરે છે. આમાં સ્ત્રીના સ્વભાવની લાક્ષણિકતાઓને આધારે કસોટીઓ યોજવાની અને સાવધ રહી એ કસોટીઓ પાર કર્યાની વાત ઉપર ભાર મુકાયો છે. દસ્તાવેજની કથામાં પુરુષવેશમાં રહેલી સ્ત્રીને વરતી કાઢવા એક લાક્ષણિક કસોટી યોજવાની વાત છે તે આપણે જોયું. તેજમલને મળતી રાજસ્થાનીમાં સજના કરીને લોકકથા છે (રઢીયાળી રાત, ભાગ ચોથો, ૧૧-૨૦). સજનાની વાત આ પ્રમાણે છે:

રાજા હાડેરાવના બીજા સામંતોની જેમ સજનાના અપુત્ર બાપને પણ જાતે કે તેને બદલે તેના પુત્રને નિયમ પ્રમાણે હાડેરાવને ત્યાં બાર વરસ લશ્કરી નોકરીએ જવાનુ છે. સજના મરદવેશે હાડારાજાને ત્યાં પહોંચે છે અને ધાયડમલ નામે ત્યાં રહે છે. હાડેરાવ તેને રાજમહેલમાં જ કામગીરી આપે છે. તેને સજના સ્ત્રી હોવાનો વહેમ જતા તે પોતાની ભાભીની મદદથી ફળફૂલ લેવાની, નહાવાની ને જમવાની કસોટી ગોઠવે છે, પણ સાવધ અને ચતુર સજના દરેક વેળા પુરુષસહજ વર્તન રાખી ભરમ જાળવે છે. છેવટે એક શય્યામાં સૂવાની કસોટી પ્રયોજવાની હોય છે, ત્યાં તો તે દિવસે જ સજનાની નોકરીની મુદત પૂરી થાય છે ને સજના હેમખેમ પોતાને ઘર પહોંચી જાય છે. આ કથાની કેટલીક વીગતો મદનમોહનાના 'વીરા વર કરીશ' વાળા દૃષ્ટાંતને મળતી છે તે ધ્યાનમાં આવશે.

પુરુષવેશે ફરતીફરતી મોહના છેવટે સોપારા નગર છે અને ત્યાંની રાજકુંવરીનું સર્પવિષ વાળી તેને પરણી રાજપાટ મેળવે છે હંસાવતીવિક્રમ ચરિત્રમાં મોહનાની જેમ હંસા પણ પુરુષવેશે પ્રયાગના અપુત્ર રાજા વડે દત્તક લેવાઈને ગાદીપતિ બને છે, તે વાત ઉપર આ પહેલા ધ્યાન ખેંચ્યું છે

## (૧૩) બળતામાંથી નાગને ઉગાર્યાનો પ્રસંગ

બળતા દવમાંથી મોહના નાગને બચાવે છે અને પ્રત્યુપકાર તરીકે વાસુકિના વંશનો એ નાગ સર્પવિષ, ગ્રન્થપિત્ત, કોઢ ને અપત્યનો પ્રતિકાર અને વંધ્યાને પુત્રોત્પત્તિ એવા પાંચ ચમત્કારી ગુણો ધરાવતો મણિ ભેટ આપે છે એ પ્રસંગનું મૂળ નળાખ્યાનમાં છે./મહાભારતનો પ્રસંગ આમ છે દમયંતીને છોડીને જતા નળે ઘોર વનમાં મહાન દાવાનળ બળતો જોયો તે આગમાંથી તેણે કોઈ પ્રાણીના ઊંચે સાદે અને વારંવાર બોલાતા વચન સાંભળ્યા, 'હે નળ, હે પુણ્યશ્લોક, દોડ દોડ'. 'બીશ નહીં' એમ કહી આગમાં પ્રવેશેલા નળે કુંડાળું વળીને સૂતેલા નાગરાજને જોયો તે નાગે હાથ જોડી ધ્રૂજતા ધ્રૂજતા નળને કહ્યું, 'હે રાજન, એક પગલું પણ ન ચાલી શકવાનો મને શાપ છે, તો તું મને બચાવ, હું તારું સારું કરીશ, તારો મિત્ર બનીને રહીશ મારા જેવો બીજો કોઈ નાગ નથી હું હળવો બની જઈશ, તો તું મને ઊંચકીને જલદી બહાર નીકળી જા' એટલું બોલીને તે નાગ અંગુષ્ઠ જેવડો બની ગયો તેને લઈને દાવાનળથી મુક્ત જગ્યાએ નળ પહોંચ્યો (નલોપાખ્યાન ૬૩, ૧–૮), નલોપાખ્યાનના પ્રાચીન ગુજરાતી રૂપાંતરોમાં આ પ્રસંગ માટે જુઓ, ભાલણકૃત નળાખ્યાન (૧૬ મી સદીનો આરંભ), કડવું ૨૫ મું, ઋષિવર્ધનકૃત નલરાય દવદંતી ચરિત (૧૪૫૬), , મહીરાજકૃત નલ દવદંતી રાસ (૧૫૫૫–૫૬), કડી ૭૪૫–૭૫૬, પ્રેમાનંદકૃત નળાખ્યાન (૧૬૮૫–૮૬), પૃ ૧૦૮–૧૦૯) નળને પણ નાગ તરફથી દેવતાઈ ભેટ મળે છે

કથાસરિત્સાગર(૨, ૧, ૧૪–૮૧)માં એક શબર પાસેથી સર્પને બચાવનાર દયાળુ ઉદયનને એ વાસુકિનો ભાઈ વસુનેમિ વીણા, તાંબૂલ, ન કરમાતી માળા વગેરે ભેટ આપે છે

આગમભોળાની ક્થા(કથાકોશ —૧૧મી શતાબ્દી પછીનો, ટોનીનું ભાષાંતર, ૮૬ ૮૭ આગમભોળાની કથા સબંધી રચનાઓ માટે જુઓ ઇતિહાસની કેડી, ભો જ સાંડેસરા, ૧૮૧–૮૩ અને ૧૪૭૮ થી ૧૭૦૪–૫

સુધીની પાંચ પ્રાચીન ગુજરાતી રચનાઓનો ઉલ્લેખ છે.)માં દુખણી વિપ્રબાળા વિદ્યુત્પ્રભા સર્પની વિનંતીથી તેને ખોળામાં સંતાડીને ગારુડીઓના હાથમાંથી બચાવે, છે, એટલે સર્પ તેને વરદાન તરીકે એવું એક ચમત્કારી ઉદ્યાન આપે છે જેમાં સર્વ ઋતુનાં ફળફૂલ હોય અને જે વિદ્યુત્પ્રભાની સાથેસાથે બધે જાય. આથી જ તેને આરામશોભા નામ મળે છે. કૃતજ્ઞ સર્પને લગતા પ્રાચ્ય અને પાશ્ચાત્ય લોકકથા-સાહિત્યના ઉલ્લેખો માટે જુઓ ટૉની-પેન્ઝર, ૧,૧૦૧, પાદટીપ; આ સંબંધમાં પેન્ઝર કહે છે, ' જેમાં કૃતજ્ઞ પ્રાણીઓ ભાગ ભજવતાં હોય અને નાયક કે નાયિકાને સંકટ પાર કરવામાં, અથવા તો દેખીતાં અશક્ય લાગે તેવાં માથે આવી પડેલા કાર્યોને પાર પાડવામાં સહાયક બનતાં હોય એવી કથાઓ લગભગ એકેએક વિદ્યમાન કથાસંગ્રહમાં જોવા મળે છે...બદલાની આશા વિના કરેલા પરોપકારનો બદલો મળવાની વાતમાં જે બોધપાઠ રહેલા છે તેથી આખા વિશ્વના કથાકારો આકર્ષાયા છે. એટલે 'કૃતજ્ઞ પ્રાણીઓ'નુ આધારબીજ, દેશાંતર કરીને વિકસેલું નહીં પણ એક સ્વતંત્રપણે સ્ફુરેલું આધારબીજ છે.' (ટૉની-પેન્ઝર, ૫,૧૫૭ પાદટીપ).

## (૧૪). વિખૂટા પડેલા સ્વજનને ચિત્રપટ કે પ્રતિમા દ્વારા ઓળખી કાઢવાની યુક્તિ

તરંગવતીમાં એક પ્રસંગ એવો છે કે ચક્રવાકને જોઈને જેને જાતિસ્મરણ (પૂર્વજન્મ-સ્મરણ) થયુ છે તેવી તરંગવતી દુઃખ ઓછું કરવા માટે એક ચિત્રપટ આલેખે છે. તેમાં ગંગાકાંઠે રહેતું અનુરક્ત ચક્રવાકમિથુન, વ્યાધ, ચક્રવાકનું વીંધાવું, તેનો અગ્નિસંસ્કાર અને વિરહવ્યથિત ચક્રવાકીનુ અનુમરણ વગેરે પૂર્વભવના પ્રસંગો ઉતારે છે. અને કૌમુદીમહોત્સવ ઉપર એ ચિત્રપટ રાજમાર્ગ ઉપર પ્રદર્શન માટે મૂકી તેની દેખરેખ રાખવા મૂકેલી સખીને સૂચના આપે છે કે ચિત્રપટ જોઈ જે ભાવાવેશમાં આવી જઈને મૂર્છા પામે તથા આને અંગે પૂછપરછ કરે તે જ મારો પૂર્વજન્મનો ભર્તા હોય. તેનુ બને તો મને ખબર કરજે. અને એ પ્રમાણે ધનદેવ શેઠના પુત્ર પદ્મદેવને પોતાના આગલા ભવના પતિ તરીકે જાણી તેને જ વરે છે. ( મૂળ તરંગવતી નષ્ટ; તેનો પ્રાકૃત સાર સંખિત્તતરંગવઈ, ગાથા ૪૫૪-૬૩૯; આનો જર્મન અનુવાદ લોયમાને ૧૯૨૧ માં પ્રગટ કરેલો; તેનુ ગુજરાતી ભાષાંતર, 'સાધ્વીની કથા' નામે જૈન સાહિત્ય સંશોધક, ખંડ બીજો, ૧૯૨૪માં પ્રસિદ્ધ અને તે પુસ્તિકા રૂપે પણ બે વાર પ્રસિદ્ધ; તેના ટૂંક સાર માટે જુઓ, ગુજરાતી

સાહિત્ય, ખંડ પાંચમો, પૃ. ૧૬૪ અને પછીનાં; પ્રાકૃતમાં ભદ્રેશ્વરની કહાવલી (૧૩૩૪?)માં પણ તરંગવતીનો સાર અપાયેલો છે.)

આને જ મળતા કથાસરિત્સાગર (ટૌની-પેન્ઝર, ૩, ૨૯૧ અને પછીનાં) ઉપરથી લીધેલા ચિત્રસેન-પદ્માવતી ચરિત્રના પ્રસંગમાં (૫૦-૧૨૧) જિનમંદિરમાં મૂકેલી સ્ત્રીપ્રતિમાને જોઈ કુમાર ચિત્રસેન તેના પ્રેમમાં પડી જાય છે. કેવળજ્ઞાની સાધુના કહેવાથી સમજાય છે કે પ્રતિમાવાળી પદ્માવતી અને ચિત્રસેન પૂર્વ ભવમાં હંસહંસી હતાં અને હંસ નહીં આવે એવા અવિશ્વાસે હંસી દવમાં બળી મરેલી અને પાછળ હંસનું હૃદય ફાટી ગયેલું. પ્રતિમા જોતાં ચિત્રસેનને પૂર્વજન્મનું વૃત્તાંત યાદ આવ્યું અને તે મૂર્છિત થયો.

પ્રિયજનની ભાળ મેળવવા ચિત્રાવલીની જેમ પ્રતિમાવલી (કે પ્રતિમા)નો પણ ઉપયોગ કરાય છે. કૃતપુણ્યની જૈન કથામાં આપણે એ જોઈ શકીએ છીએ. ધર્મોપદેશમાલાવિવરણ (૮૫૮-૫૯)માં (૯૧-૯૩) તેમ જ કુમારપાલ-પ્રતિબોધ(૧૧૯૫)માં (૨૦૯-૨૧૦) કૃતપુણ્યની વાતનો એ પ્રસંગ આમ છેઃ પરદેશ ગયેલા પુત્રનું અકસ્માત મૃત્યુ થયું એટલે, નાવારસ મિલકતનો ધણી રાજા ન થઈ બેસે તે માટે ધનિક શેઠાણી દેવળમાં સૂતેલા કૃતપુણ્યને ઊંઘતો ઉપડાવી લાવી, અને તે પોતાનો બાળપણથી ખોવાઈ ગયેલો બીજો પુત્ર હતો એમ મનાવી, રંડાયેલી ચાર પુત્રવધૂઓ કૃતપુણ્યને પત્ની તરીકે આપે છે. તેમનાથી પુત્રો થયા એટલે કૃતપુણ્યનો કોઈ ઉપયોગ ન રહેતાં, શેઠાણીએ તેને નિદ્રાવશ સ્થિતિમાં પહેલાના જ દેવળમાં પાછો મુકાવી દીધો. પછીથી તે મહારાજા શ્રેણિકનો જમાઈ અને રાજ્યાર્ધનો અધિકારી બન્યો. એટલે તેની આગલી ચાર સ્ત્રીઓ અને પુત્રોની ભાળ મેળવવા તેના મિત્ર અભયકુમારે એક યુક્તિ રચી. બે દ્વારવાળું એક યક્ષમંદિર કરાવી તેમાં બરાબર કૃતપુણ્યની પ્રતિકૃતિ જેવી એક યક્ષપ્રતિમા મૂકી, અને આ નવા દેવળના મહિમાનો નગરીમાં સર્વત્ર પ્રચાર કર્યો. આથી યક્ષનાં દર્શન કરી આશિર્વાદ લેવા નગરનારીઓ પુત્રો સાથે આવવા લાગી. પૂર્વદ્વારેથી પ્રવેશ કરી પશ્ચિમદ્વારેથી સૌને નીકળવાનું હતું. અભય અને કૃતપુણ્ય આવતાંજતાંનું નિરીક્ષણ કરતા બેઠા. એમ કરતાં પેલી શેઠાણીની ચાર પુત્રવધૂઓ પુત્રોને લઈને દર્શને આવી, યક્ષપ્રતિમાને જોતાં જ પુત્રવધૂઓ રડવા લાગી અને છોકરાઓ પણ 'બાપા' 'બાપા' કરતા યક્ષની ઉપર ચડી બેઠા. કૃતપુણ્યે અભયને કહ્યું, આ જ મારી પત્નીઓ અને પુત્રો. અભયે

તે સ્ત્રીઓને બોલાવી મગાવી. કૃતપુણ્યને જોઈને તે હર્ષઘેલી થઈ ગઈ. કૃતપુણ્યને સ્ત્રીપુત્રો સાથે પેલી શેઠાણીની ઘરસંપત્તિ સોંપવામાં આવી ને શેઠાણીને શિક્ષા કરવામાં આવી.

કૃતપુણ્યની કથામાં અદ્ભુત ગુણવાળા મણિ વડે રાજસંકટ દૂર કરી રાજાના જમાઈ અને ગાદીપતિ થવું અને પછી પ્રતિમાની યુક્તિ વડે આગળના પત્નીપુત્રોની ભાળ મેળવવી એ પ્રસંગઘટના, મોહના પુરુષવેશે અદ્ભુત મણિ વડે સોપારાની રાજકુમારીનું વિષ ઉતારે છે, રાજજમાઈ અને ગાદીપતિ બને છે અને પ્રતિમાની યુક્તિથી સ્વામીની ભાળ મેળવે છે એ પ્રસંગઘટનાને ઘણી મળતી છે તે તરત જ ધ્યાનમાં આવશે.

## (૧૫) પ્રકીર્ણ

આ સિવાય મુખ્ય કથા અને વચ્ચેવચ્ચે દૃષ્ટાંતો અને આડકથાઓ એવી રચના આપણા સમગ્ર કથાસાહિત્યને માટે લાક્ષણિક છે. વિદ્યા ચડે કે લક્ષ્મી (સરખાવો 'વિદ્યા ચડે કે બુદ્ધિ' ઉપર સિંહને સજીવન કરનાર પંડિતોની પંચતંત્રમાં આપેલી કથા), પુરુષ નીચ કે સ્ત્રી (વેતાલપંચવિંશતિ, તથા શામળની સિંહાસનબત્રીશીમાંથી કેટલીક કથા, વગેરે), ઉદ્યમ ચડે કે નસીબ—પ્રારબ્ધ ચડે કે પુરુષાર્થ (અંબડવિદ્યાધરરાસ, ૧, ૩૫–૭૮) વગેરે વાદવિવાદો પણ મધ્યયુગીન કથાસાહિત્યના ઘણા માનીતા હતા.

શુકનાવળી (મદનમોહના, કડી ૯૪૧–૯૬૫) પણ કેટલેક સ્થળે દેખાય છે (ઉ. ત. શામળકૃત પદ્માવતીમાં પુષ્પસેન વનમાં જાય છે ત્યારે આપેલું શુકન-વર્ણન). ગણિકાની ફસામણી પણ શામળની કથાઓમાં અન્યત્ર તથા નર્મદાસુંદરી-કથા, વગેરેમાં જાણીતી છે.



# પરિશિષ્ટ

## મૃગ-સિંહણનું દૃષ્ટાંત

(ચત્રભુજદાસની મધુમાલતીમાંથી*)

બાઢે સંગત-સનેહ    મૃગ-સિંઘન જેસી ભઈ
મધુ જપેં ગતિ તેહ    સમઝ દેખ જીય માલતી   ૬૪

### મૃગ-સિંઘનકો પ્રસંગ

### ચોપાઈ

માલતી-વાક્ય :

માલતી મધુ કુ સબદ સુનાવેં    મૃગ સિંધન કી મોહી બતાવેં
કૈસેં ભઈ સોય સુન લીજેં    તો પુંન તા કો ઉતર દીજેં   ૬૫
મધુ જપે હું કિતીએક ગાઉં    જોર સુનેં તો નેક બતાઉ
મૃગ ઇક આહિ કામ-કો માતો    મૃગની જૂથ-મધ્ય રયરાતો   ૬૬
નીલેં ત્રણ ચરેં દિન સારો    અતિ મૈમંત વહેં જિવગારો
નૌ-દસ મૃગની આહિ તસ નારી    તાન્મેં ઓ કારો સિરદારી   ૬૭
સિંહની-દૃષ્ટ પર્યાૈ ઉહિ હિરના    પ્રગટૌ કામ લગૌ તન જરના
મૃગ ઇછે મન પ્રીતમ કરના    ચલિહો દોર હરિહર-ચરના   ૬૮
કેહર મૃગ કી નીર જબ આઈ    તજિ દે કાની ચલીઓ લાઈ
એગ-હી સિંધન આડી આઈ    થિર હોઉ મૃગ ભાજિ ન જાઈ   ૬૯
તેરેં જીઉ-કી રછ્યા કરિહુ    મનસા બાચ કિ ચિત ધરેહુ
ઇહ હમ સેની સાચી પભાખી    યા કો પવન સુર હૈં સાખી   ૭૦
જો તેરા જીઉ રાહર રાખે    ફિર ફિર બચન સિંહની ભાખેં
મેરે તન-કી પીર સુનાઉં    જો તુમ-પેં ઇહ નિહચો પાઉં   ૭૧
મેરેં તન કું વિરહ સંતાવેં    જો તુ મેરી પીર બુઝાવેં
હુ તો તુમ પેં જાચન આઈ    મેરેં પ્રતમ હોહું સુખાઈ   ૭૨

---

* એક જ પ્રતનો આધાર હોવાથી અને ક્યાંક ક્યાંક ન સમજાવાથી અહીં આપેલો પાઠ કેટલેક સ્થળે જોડણી અને શબ્દવિભાગની દૃષ્ટિએ અશુદ્ધ હોવાનો પૂરતો સંભવ છે, પણ કથાનક પૂરતો જ અહીં તેનો ઉપયોગ હોવાથી એ અશુદ્ધિ નડે તેમ નથી.

તોન્શૌ પીતમ જો હું પેહૂં    ક્રીડત તોહિ બહોત સુખ દેહૂં
મૃગનીન્તેં મોન્પેં સચ પેહો    યાન્કો પેમ પરંખો સેહો    ૭૩

મૃગ ઉવાચ:

મુનિ સિંઘન બોવેં મૃગ હારો    હમ તો આદિ તુહારો ચારો
તું તેરેં મગ કયુહી ન જાઈ    મો પૂછન કે હિત કિત આઈ    ૭૪
મોહિ તેરો વિસ્વાસ ન આવેં    કપટ રૂપ તૂં કિત હિગ આવેં
કુંજર-બિન સિંઘ ન સંધારેં    કું તો મૃગ વિસ્વાસ રમારેં    ૭૫
પૂર્વવિરોધ જાપન્સું હોઈ    તાન્કી વાત ન માનેં કોઈ
ઈસેં જેર પનીજેં થોઈ    ધૂહર-કાગ ભઈ સો હોઈ    ૭૬

(આ પછી "પ્રસંગ ધૂહર–કાગ–કો" આપેલો છે, તે અપ્રસ્તુત હોવાથી છોડી દીધો છે.)

## ચોપાઈ

સિંહની-વાક્યં:

સિંહન મૃગન્સું બોલેં વાની    તેં તો મોહિ કાગ કર જાની
ઈસી બુધિ આહિ તોઈ બોરેં    જેસેં છાછ દૂધ હોય ઘોરે    ૧૦૩
કાગ સિંહ કહુ સરભર હોઈ    ઉત્તમ મધ્યમ બુઝે સોઈ
ઔર અમાઇન બહુકુલ ભરીહિ    તો સરભર કહા દાપન્કી કરિહે ૧૦૪
કૂપમડી ઇક લતા કહાવેં    તાહિ ચચીડી સરભર આવે
ઉહ પથર બંધે તિર જાવે    ઉહ ફૂલ ચીન્હે પ્રાન ગમાવે    ૧૦૫
સુન મૃગ વચનબોધ એ ઈસિ    ધૂર્તે અચલ જાનીઈ જેસેં
હુ તોન્સું પહિલે હી હારી    વચન ટરે તો કુરન્કું ગારી    ૧૦૬

મૃગ ઉવાચ:

સૂર હોઈ ચોર જહિ ધરે    સો પુનિ સાધ દેખ તડાં ડરેં
ઉનન્કેં મન ઇસીહિ બાઝેં    કૂકેં તક દૂધન્કેં દાઝે    ૧૦૮

## દોહરા

સિંહની-વાક્યં:

ચલ ઘાટેં મુખ મુડ ચલે    હા હા કહિ પિધાય
સુનિ હો મૃગ તું મોન્બચન    તાન્કું સહિ ન ખાય    ૧૦૯
જો પસુ ઝૂંઝપેન નહિ છંડે    સિંહ ચરણ આપન ન ખડે
ઈસે હોય તાહિ સિંઘ ન મારેં    બદ્ધ-જાતિ ગજ ગિરન્સે ડારેં    ૧૧૦

ભાજિ જાહિ તાહિ જો ગહીઈ    તો પુનિ સિંહ નામ કિત લહીઈ
ભાગેં તાહિ દેખ-કેં ગજેં    ઇસેં કમ્મં કરત કુલ લજેં    ૧૧૧
વાચાબંધ સાર કરિ ગહે    ઉન કું દેવ દેવ સબ કહે
ઝૂંઠે બચન આકારથ કહૈ    ઉવૈ અપનો સુકૃત-કું દહે    ૧૧૨
સુનિ મૃગ-બચન તબે સચ પાઓં    તજે ત્રાસ સિંહન-પેં આઓં
અબ તૂંમ કહેં સોઈ હૂં કરિહું    તો પ્રતીત રચિ કાહુ-સુ ન ડરિહું    ૧૧૩
સિંહન ઉર લાયો મૃગ રસીઓ    તૂં તો પ્રાંન નેહ મન બસીઓ
તો-કું મેં ઇહ દીની દેહ    તૂં પૂરબ સુખ પેમ સનેહ    ૧૧૪
મોહું સુરત-સુખ લેહુ સુખારી    મૃગલી ભલી ક સિંહન નારી
યા-કો મોહિ પરેખો દીજે    કંદ્રપ-કોટ કામ-રસ કીજે    ૧૧૫
સિંહન તન બિરહાગન જરેં    મૃગ કે જીય-કી ધરક ન ટરેં
મિટેં ન ત્રાસ સિંહ-કા જોલૌં    પ્રગટેં નહી કામ-રસ તો-લૌં ·    ૧૧૬

## સોરઠા

સિંહની-વાક્ય :

તો-તન ઓરહી ચાહ    મો-મન કછૂ ઔરહી દહેં
જયૂં ગુંગે-કી ગાહ    મન-કી મન-માહિ રહેં    ૧૧૭

## ચોપાઈ

તો તન ચાહ સુરત સુ મડેં    મેરેં મન-કી ધરક ન છડેં
ધોખેં પ્રાન કામરસ પ્રાસેં    જ્યૌ દીપક પ્રગટે તમ નાસેં    ૧૧૮
ધોખેં ધામ ધર્યૌં નહિ સુઝેં    ધોખેં સૂર ન સનમુખ ઝૂઝેં
ધોખેં કામ-અગન નહિ બૂઝેં    ધોખેં પંડિત અરથ ન સૂઝેં    ૧૧૯

સિંહણી વાક્ય :

અણ દેખેં બિસ ખાઈ મરિહુ    તું જુઝણ કામ કિતોઇક ડરિહો
મરબો મિટે ન બિન મૃત મરીઇ    નિસ્વારથ ધોખા કિત કરીઇ    ૧૨૦
બહોત કથા કહતેં રસ ફીકો    આગેં સમો સરસ રસ નીકો
સિંહન મૃગ બોહ ભાંત રિઝાયો    જીય-કો સબ સદેહ મિટાયો    ૧૨૧
બસ કીનો રત-કે રસ કૂંચો    મૃગ રાચ્યો ઘર-કી પ્રીય ભૂલ્યૌ
અતિહિ ઉમગ ફિરે મદમાતો    મૃગ-સિંહન ઇસેં રસ-રાતો    ૧૨૨
બઢે પેમ કછૂ કહત ન આવેં    એક એક બિન પ્રાન ગમાવે
સિંહનિ અતિ આછી પગપાવેં    મૃગ કારન સબ જીવ સંતાવેં    ૧૨૩

પહિરે મરત ચરત નહિ ચારો    અબ તો ભયો સિંહ હોગારો
સગત કો ફલ પાયો પૂરો    જબ સુગન કે સગ મયર સૂરો    ૧૨૪
ચીતે વિરથ દેખિ મૃઘ દોરે    સિંઘનિ ધાવ મારિ ઉર ફોરે
જીય સુખ પાવે હસૈ કેહરની    તિન તે વૃથા કરત ઇહ કરની    ૧૨૫
આસપાસિ પસૂ રહે ન કોઇ    સિંહનિ મૃગ રહે બનિ દોઇ
ઐસે દિનશ ભએ તહા કેતે    દોઊ મેં ઇક હિ ન ચેતે    ૧૨૬
તો નૌ સિંહ સૈન તે આયો    સિંહન તા કો આહટ પાયો
ન્તીઇક દૂર હુ સાહમી આઈ    કીનૌ આદર બોહોત બડાઈ    ૧૨૭
અગુજાને તો હુ મૃગ જેહે    ભાગે જાત સિંઘ કિત એહિ
મૃગ ડર ટાર બોહોર હુ ફૂચ્યો    ચપનાઈ અપની સમ ભૂ યૈ    ૧૨૮
ગીધો મરે ક વીધો મરે    તા કો દોસ કૌન સિર ધરે
હને ચને ન હજ રહે ટાર્યૌ    આયો સિંહ દોગ મૃગ માર્યો    ૧૨૯

## ચોપાઈ

માનતી વાક્ય

સુણુ મધુ કુમર તૂ કહત નિસાર્યૌં    ઐસે નાહિ સિંહ મૃગ માર્યૌં
મો સુ ઇતો પ્રપચ ન કીજૈ    ઇહ પ્રસગ મો પે સુન લીજૈ    ૧૩૦
યા દિન સિંહ સૈન તે આયો    સિંહન તા કો આહટ પાયો
ધરી ચ્યાર સુખ સુરત જબ કીનો    પુનિ જન પીબે કુ ચિત દીનો    ૧૩૧
નદીતીર ચન આએ દોઊ    મૃગ ઔ દેખ્યો ઇ સોઊ
સિંહનિ બેર દોય ખંખારી    આઈ મૃત ટરે નહિ ટારી    ૧૩૨
દેખ સિંહન ભાગે કુત હિરના    મૃરિખ બુધિ તાહિ કહા મરના
હાય હાય કરિ મનમે રોવે    સિંહન મલિન વદન મગ જોવે    ૧૩૩
જાહ જીવ તબ કાજે મ્હાવે    મો દેખત મૃગ પ્રાન ગમાવે
હૂ પાપની ઇતનો નહિ ચીની    કરતા કૌન કુબુધ મોહિ દીની    ૧૩૪

## સોરઠા

જારુ જીત બે કાજ    જો પ્રીતમ અતર ધરુ
સિંહન કે કુન લાજ    જો મૃગ પહિલો ના મરુ    ૧૩૫
કે મરબો ઇક વાર    જીવન કો લાલચ કરુ
ઇહ ન હોઈ કિરતાર    જો મન કછુ અતર ધરુ    ૧૩૬
મો ગતબ પી પ્રીત    મૃગ કુ તો સોભા ભઈ
અબ મરબે કી રીત    અતર જિન પારે દઈ    ૧૩૭

સુઈ પર મર જાઉ — કો જાને કેસી ભઈ
સાચી પીત સુનાઉ — મૃગ નેનાં દેખત મરું ૧૩૮

## ચોપાઈ

બિધ-કો અંક લિખે ક્રમ જોઈ — તા-મેં કછૂ ન અંતર હોઈ
મૃગ-કી મોત સિંહન-કો સાકો — ચિત દે સુને સમઝ ઓ તા-કો ૧૩૯
બેઠો હિરન સિંહ-ને દેખ્યો — માંનુ ઇહ કર-કે લેખ્યો
જીવતો મૃગ બેઠો રહે — કૈસે બીહહિં (?) હકી કહે ૧૪૦
કેહરી મન-મેં એહ બિચાર્યૌ — તો-લૌ પ્રિધ ઉહ બેર ખખાર્યૌ
સુનત સિંહ અતિ કોપ ચઢિ આયો — ફેર ઉહેં મૃગ ચેતન પાયો ૧૪૧
તો-લું સિંહન આડી આઈ — પરી દોરિ મૃગ પર જાઈ
કૂરે સિંગ દોઉ ઉર આગે — નિકસે પીઠ સાંગ-સે લાગે ૧૪૨
ચૌકો મૃગ ઉઠયો સિર ઝારી — સિંહન ગિરિ મોટ જ્યું ડારી
નિકસી આંત કરે જા ફૂટા — બચન પ્રમાંણુ ન કીઓ તમ છૂટા ૧૪૩
પર્વત-સિલા પરે જ્યુ આઈ — માંનુ વાજ સર્ગ-તેં ધાઈ
ગિરે બુંદ સર્ગ તેં જૈસે — સિંહન મન તન કીનો ઇસોં ૧૪૪
સતીન કોઈ ઇસો સત કરે — જ્યુ પતંગ દીપક તન જરે
ઇસે ચરન રિન-મેં લરે — સિંહન કરી જ્યુ કોઉ ન કરે ૧૪૫
તો-લૌ સિંહ આએ મૃગ માર્યૌ — સિંહન-કારન મૃગા પછાર્યૌ
ઇસી ગત કારન કિંહ કીની — વચન પુકાર ધાહ ઇક દીની ૧૪૬

## દૂહો

સુખ દેખે-કી પ્રીત — ઇસી તો સબ-કો કરે
યહ પુંન ન્યારી રીત — મૃગ પૈહલી સિંહન મૂઈ ૧૪૭

× × ×

હાંનિ વૃદ્ધિ સુખદુખ-સેં દોઊ — સો કયુ મિટે બજૂં મિસ ધોઉ
રોયેં હસેં ન માંનેં કોઈ — કરતા કરે સ સિર પર હોઈ ૧૪૯
યું કહિ સિંહ ગયો બન છંડી — માલતી કથા કહી ઇહ મંડી
મધુ મો-સું તૂં કહત બિસાર્યૌ — ઇસી ભઈ તબે મૃગ માર્યૌ ૧૫૦

## ઇતિ મૃગ-સિંહન પ્રસંગ

❁

# ભૂમિકામાં નિર્દિષ્ટ ગ્રંથાદિની સૂચી

અંબડવિદ્યાધરરાસ, મંગલમાણિક્યકૃત, સંપા. બ. ક. ઠાકોર, મુંબઈ, ૧૯૫૩.

આશાભીલની દીકરી તેજાંની લાવણી, ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, મુંબઈ, જાન્યુ.–માર્ચ, ૧૯૫૪, (પૃ. ૧૨).

ઇતિહાસની કેડી, ભો. જ. સાંડેસરા, વડોદરા, ૧૯૪૫.

ઉષાહરણ, વીરસિંહકૃત, સંપા. ભો. જ. સાંડેસરા, મુંબઈ, ૧૯૩૮.

એડ્વેન્ચર્ઝ ઑવ રાજા રસાલુ (ધ), સંપા. સી. સ્વીનર્ટન, કલકત્તા, ૧૮૮૪.

ઓશન ઓવ સ્ટોરી (ધ) (કથાસરિત્સાગરનું અંગ્રેજી ભાષાંતર), ટૉની અને પેન્ઝર, દસ ગ્રંથ, લંડન, ૧૯૨૪-૨૮.

કથાકોશ (ધ), ટ્રેઝરી ઑવ સ્ટોરીઝ (અંગ્રેજી ભાષાંતર), ભાષાંતરકાર સી. એચ. ટૉની, લંડન, ૧૮૯૫.

કથાસરિત્સાગર, સોમદેવકૃત (૧૧ મી સદી), નિર્ણયસાગર પ્રેસ, ૧૯૩૦.

કામાવતિની કથાદિ, વીરજીકૃત, પ્રાચીન કાવ્યમાળા, ગ્રં. ૮, સંપા. કાંટાવાળા અને શાસ્ત્રી, વડોદરા, ૧૮૯૦.

કાવ્યાદર્શ, દણ્ડીકૃત, સંપા. નૃસિંહદેવ શાસ્ત્રી, લાહોર, ૧૯૩૩–૩૪.

કુમારપાલપ્રતિબોધ, સોમપ્રભકૃત, સંપા. જિનવિજય મુનિ, વડોદરા, ૧૯૨૦.

ગદમદલની ગુજરી, સં. પુષ્કર ચંદરવાકર, વદના, જાન્યુ. ૧૯૫૪.

ગુજરાતી સાહિત્ય, ખંડ પાચમો, સાહિત્યસંસદ તરફથી, મુંબઈ, ૧૯૨૯.

ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો (પદ્યવિભાગ), મં. ર. મજમુદાર, વડોદરા, ૧૯૫૪.

ગુજરી—ગુજરાતણ અને સુન્દેલી, સં. પુષ્કર ચંદરવાકર, વદના, નવેંબર ૧૯૫૩.

ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી, કે. કા. શાસ્ત્રી, અમદાવાદ, ૧૯૩૯.

ચતુર્ભુજદાસ કી 'મધુમાલતી', માતાપ્રસાદ ગુપ્ત, નાગરીપ્રચારિણી પત્રિકા, ૫૮,૩,૨૦૧૦ (૧૯૫૪), ૧૮૭–૧૯૨, કાશી.

ચંદચંદ્રાવતી, શામળકૃત, પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, ૭,૧,૧૮૯૧.

ચિત્રસેનપદ્માવતીચરિત્ર, બુદ્ધિવિજયકૃત, સંપા. મૂલરાજ જૈન, લાહોર, ૧૯૪૨.

જાતક (ધ) (જાતકત્થવણ્ણના), સંપા. વી. ફાઉસ્બલ, લંડન, ૧૮૭૫–૧૮૯૭.

જાતક (૫), સ્ટોરીઝ ઑવ ધ બુદ્ધ્ઝ ફોર્મર બર્થ્સ (અંગ્રેજી ભાષાંતર), સંપા. કૉવેલ, કેમ્બ્રીજ, ૧૮૯૫–૧૯૦૭.
જૈન ગર્જર કવિઓ, મો. દ. દેશાઈ, ભાગ ૩, ખંડ ૧, મુંબઈ, ૧૯૪૪.
જ્ઞાતાધર્મકથાઙ્ગ, સં. ચન્દ્રસાગરસૂરિ, મુબઈ, ૧૯૫૧.
ટેલ્સ ઑવ ઓલ્ડ સીંદ, સી. એ. કીન્કેડ, ઓક્સફર્ડ, ૧૯૨૨.
ધર્મોપદેશમાલાવિવરણ, જયસિંહસૂરિકૃત, સંપા. લા. ભ. ગાંધી, મુંબઈ, ૧૯૪૯.
નલ-દવદંતી રાસ, મહીરાજકૃત (૧૫૫૫–૫૬), સંપા. ભો. જ. સાંડેસરા, વડોદરા, ૧૯૫૪.
નલરાયદવદંતીચરિય, ઋષિવર્ધનકૃત (૧૪૫૬), સંપા. અર્નેસ્ટ બેન્ડર, ફીલાડેલ્ફીયા, ૧૯૫૧.
નલોપાખ્યાન, મહાભારત, આરણ્યકપર્વ, અધ્યાય ૫૦–૭૮, ક્રીટીકલ સંસ્કરણ, પૂના, ૧૯૪૧.
નળાખ્યાન, પ્રેમાનંદકૃત (૧૬૮૫–૮૬), સં. મ. પ્ર. દેસાઈ, અમદાવાદ, ૧૯૫૧.
નંદબત્રીશી, સામળકૃત, સંપા. શ્રોફ અને મોદી, વડોદરા, ૧૯૨૪.
પઉમચરિઉ, સ્વયંભૂકૃત, સંપા. હ. ચુ. ભાયાણી, મુંબઈ, ૧૯૫૩.
પઉમચરિય, વિમલસૂરિકૃત, સંપા. હ. યાકોબી, ભાવનગર, ૧૯૧૪.
પદ્મચરિત, રવિષેણકૃત, સંપા. દરબારીલાલ, મુંબઈ, ૧૯૨૮–૨૯.
પદ્માવતી, શામળકૃત, બૃહત્કાવ્યદોહન ગ્રંથ ૭મો, પૃ. ૩૪૧–૩૯૭, મુંબઈ, ૧૯૧૩.
પ્રબંધકોશ, રાજશેખરકૃત (૧૩૪૮–૪૯), સંપા. જિનવિજય મુનિ, ૧૯૩૫.
બત્રીસ પુતળી, શામળભટ્ટકૃત હરિહર પુસ્તકાલય, સુરત, ૧૯૪૮.
બિલ્હણકાવ્ય, બિલ્હણકૃત, કાવ્યમાલા, તેરમો ગુચ્છક, પૃ. ૧૪૫–૧૬૯, મુંબઈ, ૧૯૧૬.
બિલ્હણપંચાશિકા, જ્ઞાનાચાર્યકૃત (૧૫૫૯–૬૦ પહેલાં), સંપા. બ. વિ. રાવળ, પ્રાચીન કાવ્ય સુધા, ભાગ ૪ થો, પૃ. ૧૫૭–૧૮૪, ૧૯૩૧.
બે નળાખ્યાન, ભાલણકૃત (સોળમીનો આરંભ), સંપા. રા. ચુ. મોદી, અમદાવાદ, ૧૯૨૪.
મધુમાલતી નામક દો અન્ય રચનાએં, અગરચંદ નાહટા, હિંદુસ્તાની, ૯, ૧, ૯૫–૧૦૨.
મલ્લિનાથકાવ્ય, વિનયચંદ્રસૂરિકૃત, (૧૨૨૮–૨૯).
માધવાનલકામકંદલા ચોપાઈ, કુશલલાભકૃત, મજમુદારસંપાદિત માધવાનલકામકંદલાપ્રબંધમાં પરિશિષ્ટ રૂપે, વડોદરા, ૧૯૪૨.
માધવાનલકામકંદલાપ્રબંધ, ગણપતિ-

કૃત (૧૫૨૭–૨૮), સંપા. મં. ૨. મજમુદાર, વડોદરા, ૧૯૪૨.
માનો ગજરી, સાત બુંદેલી લોકગીત, દેવેંદ્ર સત્યાર્થી, પ્રેમી અભિનંદન ગ્રંથ, પૃ. ૬૧૫-૬૨૦, ટીકમગઢ, ૧૯૪૬
રઢીયાળી રાત, સંપા. ઝવેરચંદ મેઘાણી, ભાગ ૧–૪, ૧૯૪૬[૬], ૧૯૨૮[૨], ૧૯૨૯[૨], ૧૯૪૮[૨].
રૂપસુન્દરકથા, માધવકૃત (૧૬૪૯–૫૦), સંપા. ભો. જ. સાંડેસરા, મુંબઈ, ૧૯૩૪.
'લોકવાર્તાનું સાહિત્ય', મં. ૨. મજમુદાર, ગુજરાતી સાહિત્ય, ખંડ પાંચમો, મુંબઈ, ૧૯૨૬.
વસુદેવહિણ્ડિ, સંઘદાસગણિકૃત, અંશ ૧–૨, સંપા. ચતુરવિજય અને પુણ્યવિજય, ભાવનગર, ૧૯૩૦-૩૧.
વસુદેવ-હિંડી, પ્રથમ ખંડ (ગુજરાતી ભાષાંતર), ભાષાંતરકાર ભો. જ. સાંડેસરા, ભાવનગર, ૧૯૪૬–૪૭.
વિદ્યાવિલાસિનીની વાર્તા, સામળકૃત, બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ત્રીજો, પૃ. ૨૩૯–૩૭૫, મુંબઈ, ૧૯૦૯[૨].
શામળનું વાર્તાસાહિત્ય, ન. જ. ત્રિવેદી, અમદાવાદ, ૧૯૪૮.
શુકસપ્તતિ—લઘુવાચના, સંપા. આર. સ્મીટ, લાઇપ્સીશ, ૧૮૯૩.
શુડાબહોતેરીની વારતા, સામળકૃત, અમદાવાદ, ૧૮૭૭.
સદયવત્સ સાવલિંગા કી પ્રેમકથા, અગરચંદ નાહટા, રાજસ્થાન, ભારતી, ૩, ૧.
સંખિત્તતરંગવઈકહા, સંપા. કસ્તૂરવિજયગણી, સૂરત, ૧૯૪૩-૪૪.
સાધ્વીની કથા ('સંખિત્તતરંગવઈ'ના જર્મન ભાષાંતરનું ગુજરાતી ભાષાંતર), ભાષાંતરકાર ન. ઈ. પટેલ, જૈન સાહિત્ય સંશોધક, ખંડ બીજો, પૂના, ૧૯૨૪.
સિંહાસનબત્રીશી, શામળકૃત, ભા. ૧–૨, સંપા. અં. બુ. જાની, મુંબઈ, ૧૯૨૬.
સૌરાષ્ટ્રની રસધાર, ભાગ ચોથો, સંપા. ઝવેરચંદ મેઘાણી, રાણપુર, ૧૯૨૬.
સ્વયંભૂચ્છંદસ્, સ્વયંભૂકૃત, ૪–૮, સંપા. હ. દા. વેલણકર=પરિશિષ્ટ, 'અપભ્રંશ મીટ', '—જર્નલ ઑવ ધ યુનીવર્સિટી ઑવ બોમ્બે, ગ્રંથ પાંચમો, ૧૯૩૬, ૪૧–૯૩.
હંસાવતીવિક્રમચરિત્રવિવાહ, મધુસૂદન વ્યાસકૃત (૧૫૦૯–૪૦), સંપા. શં. છ. રાવળ, મુંબઈ, ૧૯૩૫.

★

## કવિતા શાંમલ ભટે કહેલી

# મદનમોહનાની કથા

છપો

પારવતીનો પુત્ર, ઘરસૂત્ર ચીંતાંમણી ગાજે
રતનાવલીની ખાંણ, છત્ર જાંહાં શીર-પર છાજે
સીંદુર મેવંત્રાં સાર, આહાર મોદીક મણી (?લુ) માજા
પરમેસ્વર પેહેલો પુજાએ, રાજરાજેસ્વર-રાજા
ગુણનાએક લાએક-લખણ, દાએક બુદ્ધિ સાએક ભંણું
ગજવદંન ગુણ-આગલો, શાંમલ ધ્યાંન ધરે તેહનુ ૧

દુહો

કહું કથા મદંનમોહના જે સત્યવાદી સાર
બુધી પ્રાક્રમ ચાતુરી અરણુવ અકલ અપાર ૨
પુન્ય વાધે પાતીક મટે ગુરુ-પદ ઉપજે ગ્નાન
શોભા કહુ સંક્ષેપથી મહીપત-મોટંમ માંન ૩
સ્લોક સુણતાં સત્યવાદીનો પુરંણ મંન પરસંન
ફલ ચંદ્રાઅણ-વરતનુ રેવાનૂ દરશંન ૪

પવિત્ર દેશ પુરવ-વીખે મધુપુર મોહંન માંન
મુક્તીપુરી મહિમા ઘંણો જે ભુમીએ પ્રગટ્યા ભગવાંન ૫
અડસેઠ તીરથથી અધિક જુમના-ત્રટ જસ-જુત
મહીમા મોક્ષ-પદમી-તણો નીગંમ નેતી કેહે નીત્ય ૬

પ્રથવી-પ્રદક્ષણા પાંચ શત કરે જે કર જોડ
માહાલે તે મથુરંપુરે ક્ષણ-માત્ર નહી ખોડ ૭
વપુ પડે વણારશી કંનકે તોલે કાએ
અઉત ઉપાએ એકાદશી માહાલે મથુરાં-માહે ૮
જલપાંન કરે જમુનાન્તણાં ગોવંદન્તણા ગુંણ ગાયે
તે જંમને શીર પગ દેઈને સેહેજે વૈકુંઠ જાયે ૯

તેહ નગરનો નરપતી મધુસુદંન માહામુલ
હરી-ભકતી હરીચંદ્ર-સી સોભાએ સંમતુલ ૧૦
જોડ જુધિષ્ટર-સારખો અર્જુનનો અવતાર
અલશએ-સરખો બુધનીધી દેવ-સમો દાતાર ૧૧
સૂર પુર શોભીન સદા સદા સદાશીવ-સેવ
ઓપીત ઇંદ્રિ-આકાર-વત દાતા દાએક દેવ ૧૨
ભક્ત ભાવીક ભગવાનનો બ્રામણ ઉપર ભાવ
શાસ્ત્ર જ સકલનો સીંધુ સુભ બુધ્યનતણો એહ બનાવ ૧૩

પુત્રી એક તેહેને પદ્મની લાએક લાવંન લાખ
અકલ-તણી અરણવ અતી જેહની શાહાસ્ત્ર જ પુરે શાખ ૧૪
તે રૂપે રંભા-સરીખડી સતી-માહે સરદાર
હાંમ કાંમ મૃગલોચના દીલ ઘણુ દાતાર ૧૫
નખ-શીખ સોભા નીરખતાં અંબુજ-દલ-શાં નેન
હંસાગત ગજગાંમ્યની અમ્રત વદને વેણ ૧૬
દેવાંગનાથી દસ-ગણી નાગાંગના-વત નીધ
રૂપવંત રૂડી રંભણ રતી-સમોવડ રીધ ૧૭
કેશપાશ તો કપીલ-કૃત કાલો કાલી-નાગ
ચોહો-વીધે ગુથ્યો ચોટલો દીલવટ લાવંન-લાગ ૧૮
ભર્યો માંગ ભરપુર પુર સીંદુરે સોભીત સર્વ
જલધારા શીવલીંગ પર ઘણો ઉપજાવણુ ગર્વ ૧૯

વદન શરદ-ઇંદુ-જસુ અંબુજ-દલ-શી આંખ્ય
ભંમર ભમરાવલી ભજંત પાંપણ ભમરા-પાંખ ૨૦
રસના અમૃત-સારખી સ્વર કોકીલા-વાંણ
દંત-પંગતી ડાડમ-કલી જશ-રૂપા જુવતી જાંણ ૨૧
ચીબુક ચારૂ ચતુરા-તંણ અધુર પ્રવાલી અમુલ્ય
ગ્રીવા પોત જ કપોત શી નીલગ્રીવ-સમતુલ્ય ૨૨
નૌતંમ નાસીકા કીર-વત તલ-ફૂલ, તેલની ધાર
શ્રવંણ શીપ-શોભીત સદા ઓપીત અપરંમપાર ૨૩
ઉર અદભુત ઓપમ અધીક ચકવાક-જુગ-જોડ
કનક-કલશ સુધા-સહીત ક્ષણ માત્ર નહી ખોડ ૨૪
ઉદર પોયણના પાંન-વત ઘંણું શોભીત ગંભીર
ત્રીવલી ત્રવેણી-સંમી સંધલુ શુધ શરીર ૨૫
નાભી દક્ષણવંત-વત પુઠ કેલનુ પત્ર
રંભ-ખંભ જંઘા-જુગંમ તોલ ઘણેરી તત્ર ૨૬
કર કરિ-સુંડ-સરીખડા અંગુલી મગની શીંગ
મધ્ય જ હથેલી મહીમથંન નખ તારાવત ધંગ (?) ૨૭
કટી વખાંણું એહની જાંણે સહીનો લંક
ગત ગયંદ ઓપીત અધીક ક્ષણ માત્ર નહી વંક ૨૮
જાવક-રંગ પાની જશી સજા શોભીતા સોલ
નીલવટ કુંમકુંમ કેશરી મુખ તાતાં તંબોલ ૨૯
રત્નજડીત્ર કર ચુડલો ચંપક-વર્ણાં ચીર
ચરણા ચોલી શોભતા નીરમલ નારી નીર ૩૦

માતા તેહેની મદસુદના માહા મનોહર સાંન
રાંમા રૂપવંતી ઘણું ગુણવંતી ગુણ-ગાંન ૩૧
કુઅરી દેખી કરી કલપના : 'એ જુવતી જોબંન-વેશ
પુન્યવંત પનોતો કો પુરશ દેવી તે ઘેર દેશ ૩૨

રાંભા-રત્ન રત્નાવલી રંભા રતીનુ રૂપ
તેહેને કોણ પનોતો પરણશે ભાગ્યનીધી જે ભુપ ૩
આરાધી હશે જેણે અંબીકા અહર-નીશ પુજા ઈશ
તે નર એ નારી વરે જેણે શીવને સમર્પ્યા શીશ ૩
પ્રાગે દેહ પ્રાજે કરી કે કનકે તોલી કાયે
નીતિ તપ કરુ -નરમદા એ જુવતી તે-ઘેર જાયે' ૩
કંથ-સમીપે કાંમની બેઠી છે એકાંત્ય
વાત કરી વીનતા-તંણી ભાગી મંનની ભ્રાંત: ૩
'પુત્રી એ પરણાવીએ પુંન કરીએ બહૂ પેર
ઘરજંમાઈ કરી રાખીયે ગુણવંત ઘણેરા ઘેર' ૩૭
પીતા ચંતામાં પડો: 'એ જુવતી પર-ઘેર જાયે
એ દેખી જીવ જીવાડીએ, એ-વીના કયેમ રેહેવાયે ૩૮
દેશ-દેશ વર ખોલાવીએ વારૂ જોઈએ વતંન
કુંદન મલે કો કારમુ તો રુડું જડીયે રતંન' ૩૯

ચોપાઈ

કરે વીચાર એહેવો જેટલે ઈંદ્રજીત આવ્યો તેટલે
પ્રતાપવંત પ્રોઢો પરધાંન મહીપતીએ દીધુ બહૂ માન ૪૦
ગુપ્ત વારતા કીધી ઘણી પછે કહી વારતા તંનયા-તંણી:
'તમો કહો તાંહાં કંન્યા દેઉ લાભ જશ લાખેણો લેઉ' ૪૧
પ્રધાંન કહે: 'હું પુર પારખો જોઉ વર સુંદર સારખો
પંડીત એક આવ્યો બારણે મુકો એહેને ભંણવા-કારણે ૪૨
સુકદેવ પંડીત શોભીત સદા તે કુડ વાત ન બોલે કદા'
માન દેઈ તેડાવ્યો રાયે પુરાં દાંન ને પંચ પસાયે ૪૩
આસંન બેસણ, સુભ સંનમાંન ભક્ષ ભોજંન, દક્ષણા ને દાંન
સંતોખીને રાખ્યો સુખી રાય-વચંનથી રીઝ્યો રૂખી: ૪૪
'આ મોહના માહારી દીકરી છે કુવારી નથી એ વરી
પંડ આંણુ એ તો માહરી તેહને શીશ કરો તાહરી ૪૫

શાહાસ્ર ભણાવો એહને સાર — અગંમ-નીગંમ જે અપરંમપાર
જોતીક, પુરાંણુ ને પીંગલ-પાઠ — અધ્યાંતંમ અતી ઉતંમ ઠાઠ' ૪૬
કહી વાત સહુ કો શીધ કીધ — વસંતપંચમી મહુરત લીધ ૪૭

દોહરો

રાજાએ રૂદે વીચારીઉ — તંન ખોલુ છે તર્ત:
'પંડીત-પ્રતાપ પાવક-શમો — મોહનાં ગુણ-નીધ ઘ્રત ૪૮
અગની ઘ્રત મલે એકઠાં — સ્થીર ઉકાલો થાએ
કાં સતી કાં સાધવી — કાં રંક કાં રાએ ૪૯
કાંમી પુરશ ને કાંમ્યની — મલે ઉપજે મોહ
એકએક-ઉપર મંન ધસે — જ્યંમ ચંમકપાંહાંણ-પર લોહ ૫૦
ચમકપાંહાંણ એ ચતુર નર — લોહ મોહના લીન
એક પંડીત એક પદ્મની — જલ ને જલચર મીન' ૫૧

પરપંચ રચ્યો એક પુરપતી — ચીતમાં ધંરૂ ચરીત્ર
બુધ વીચારી બોહો ગુણે — વીદ્યા વાંણી પવીત્ર ૫૨
એકાંતે તેડી અરભકી — શીખામણ દીધી સાર:
'એક પંડીત આવ્યો પુર-વીખે — તેહેમાં લક્ષણ વીશ ને બાર ૫૩
પણ અવગુણ એક મોહોટો અધીક — કોઢી તેહેની કાએ
મુખ જોતાં તે મનુશનુ — પ્રોઢુ પ્રાછીત થાએ ૫૪
રાખુ એહેને રાજમાં — તુંને ભણવા-કાજ
તું મુખ દેખે એહેનુ — તેહની મુજને લાજ ૫૫

છપો

અદેખો જે અનંત, આંખે તે થાએ અંધો
ન દે વીપ્રનો આહાર, તે બારે માસ રહે મંદો
વહેરો કરે વંચંત, તે થાયે ખઈરોગી
કરે અભક્ષા-ભક્ષ, વસ્ત ભુંડીનો ભોગી

ગૌ-સ્ત્રી-બ્રહ્મ-હત્યા કરે, જર લુટી જે જોડીએ
શાંમલ કહે તે પાપથી, કાઆ કુષ્ટી કોઢીએ ૫૬
પાપી-કેરે સંગ, પોતે પણ પાપી થૈઇએ
ઉપજે પાપની બુધ, પાપી-પરછાંયે રહીએ
પાપે પાપ પરશસે, પાપનો જે વેલો વાધે
પાપી સંગ કુસંગ, પાપ-સહુ બુધ્ય ન આધે
કાઆએ કોઢ નો પાપ-વ્યણ, પંડીતની કાઆયે કોઢ છે
સાગર સર્વ વિદ્યા-તણો, પણ ખરી એક એહેમાં ખોડ છે' ૫૭

ચોપાઈ

કહે કુવરીઃ 'સાંભલ રે તાત વીસ્તારીને કહું એક વાત'
પાપ-પુન્યની એ સી અરજ આપણે તો વીદ્યાની ગરજ ૫૮
ચારંણીના ગુણ કરવા તાજ્ય સુપડા-ગુણ ગ્રહેવા-કાજ ૫૯

દોહરો

ચારંણી તો થોથા રખે કાઢી નાખે સાર
સુપડુ સારૂ સંઘરે છાંડે માંહેથી છાર્ય ૬૦
પાપ પુન્ય શાને કહો સીદ મંનાવો દુખ
પુરંણ વીદ્યા પાઠે ભણુ ન્યાહાલુ નહી એહેનુ મુખ' ૬૧
પ્રતીજ્ઞા પેરપેરની અધિક કરાવી આપ
પંડીતનુ મુખ નીહાલે પ્રેમદા તો ત્રલોકાલનુ પાપઃ ૬૨
'સ્ત્રીવધ ગૌઉવધ વીપ્રવધ બાલકવધ બહુ પેર
મુખ નવ ન્યાહાલુ એહનું સુખે રાખો ઘેર' ૬૩

પછે રાએ પંડીત-કને બેઠો બુધ-નીધાંન
કપટ-થકી કથા કહી મહીપતે દીધાં માંનઃ ૬૪
'ડાહી છે માહારી દીકરી બોહો પ્રકાર છે બુધ
સુંદર-રૂપ સલક્ષણી સંઘલી સોભા સુધ્ય ૬૫

અવગુણ એક તેહમાં અધીક    રાંમામાં એક રોશ
જન્મનક્ષત્ર ચીત્રા-વીખે    ડાકચણનો એક દોશ    ૬૬
પાટા બાંધે પ્રેમદા    આપે કેહે છે અંધ
મુખ જોવું ઘટતુ નથી    ધાઈક મોહોટો ધંધ'    ૬૭

પંડીતે પ્રતીજ્ઞા કરી    દલ નવ આંણુ દુખ
'ઇશ્વર-આંણુ એ નારનું    માંડ ન જોવું મુખ    ૬૮
ગમન કરે ગુરૂપત્નીનું    ચોરે તલ કે હેમ
એહેવિ પ્રતીજ્ઞા પંચ સત    મુખ જોવાનો નેમ'    ૬૯

અરસપરસ કરી આગન્યાં    વચમાં આંણા ઈશ
ભણવા મુકી ભાંમ્યની    ગુરૂ-પુરણને દીસ    ૭૦
પરદો બાંધ્યો પટકુલનો    કોહોને નવ્ય દેખે કોએ
ભણે પાઠ તે ભાંમ્યની    હરખ ઘણેરો હોએ    ૭૧
પુત્ર એક પ્રધાંનનો    મદંન નામ માહાત્મુલ્ય
કાયા કંદ્રપ-સારખો    રાંમા તો રતી-તુલ્ય    ૭૨
પુછવા વાત પંડીત-કને    આવે કો-એક વાર
ચૌદ વીદ્યા ચોસઠ કલા    લક્ષણ વીશ ને બાર    ૭૩

નાર્ય ભણી તે નેહથી    અવતારીક છે અંધ
અતીસે ઓપમા કેટલી    તે સીખી વીદ્યા સદ્ય    ૭૪
ઓહો કકા-બારાખડી    કૌમોદી-કેશ કેહેણુ
સીંધુ, સારસ્વત શીખીઆં    વીદ્યા-વીલાસી વેણુ    ૭૫
છએ ભાસામાં છત્યે થઈ    ભગણુ-તગણુના ભેદ
કાવ્ય, કોક, ગીતા, ગણીત    વાણી, વ્યાકંણુ ને વેદ    ૭૬
મહીમા માણી માઘનો    ગુવાલરી-ગુણગાન
સંગીતશાસ્ર ને સોરઠો    ત્રોહો-વીધ તાલી, તાંન    ૭૭
સીંધુ થઈ ને શાહાસ્રની    અકલની અરણવ એહ
અગંમ-નીગંમ જોતીક-જનીત    ન્યાઅ-વાત-પર નેહ    ૭૮

સાખી, સ્યમસ્યા, સોરઠો દોહો, દુમેલો દાખ્ય
પુરવછાઓ ને પરછીઓ ભાતભાતની ભાખ્ય ૭૯
કવીત, કુંડલીઓ, કીંકણો ગાહો, ગાથા ને ગીત
સાવજ, સપાખર, શંમસ્યા રૂડી વીદ્યા રીત ૮૦
છંદ છત્રીશ પ્રકારના અડીઅલ, આડલ અદ્ય
ચરંટ, ચોખરો ને ચાતુરી હૈઈડે રાખે હદ્ય ૮૧
લેખા ગણવે લેખવે કેહેવા અધકા અરથ
પેહેલી-પરખણ પારખું સુભ વાતે સમરથ ૮૨

પારખુ જોવા પંડીતે પ્રેમદા-ઉપર પ્રીત્ય
પુછી વાત પટંતરે રાજસભાની રીત્ય: ૮૩
'માહારુ પુછ્યું જો કહો મુને લખુ સમસ્યા લાખ
તો જાણું તુજને ખરી' ભણી ભલેરી ભાખ: ૮૪

સમસ્યા

કેતકી-પત્ર-સમાકારા નારી ણાં(? નામ) ત્રણે-અક્ષરા
આદ્ય क ને અંતે री તે જાણે તે પંડીતા' ૮૫

દોહરો

કાંમની કેહે: 'કેહેવુ કસું કહી લંમો कटार
બીજુ પુછો બુધ્ય-થકી નીશ્ચે કહુ નીરધાર' ૮૬

સમસ્યા

'ચંદ્રબીંબ-સમાકારા પુરશ ણા(? નામ) ત્રણે-અક્ષરા
આદે पा ને અંતે ड તે જાણે તે પંડીતા' ૮૭

દોહરો

'पापड કહો તે પંડીતા અલપ એ શાં કેહેણ
કહો સમસ્યા સોભતી વીદ્યાવંતનાં વેણ' ૮૮

સમસ્યા

'વરતુલાકાર-સમાકારા નારી ણાં(નામ) ત્રએ-અક્ષરા
આદે का ને અંતે णी જે જાંણે તે સપંડીત' ૮૯

દોહરો

'કવીતા કહી તે કાકણી હેતે સોલે હાથ્ય
ભારે પુછ કાંઈ બ્રાંહ્મણા જે સોલે મુજ સાથ્ય' ૯૦

સમસ્યા

'ડણી-આકાર-સમાકારા પુરશ ણાં(નામ) ત્રએ-અક્ષરા
આદે अ ને અંતે सो જે જાણે તે, પંડીતા' ૯૧

દોહરો

'કહો अरीसो કવી તંમે એ સમસ્યા સેહેલ
વદો વીપ્ર સુભ વારતા જે માંણે નીજ મેહેલ' ૯૨

સમસ્યા

'સરપાકાર-સમાકારા પુરશ ણાં( નામ ) ત્રએ-અક્ષરા
આદે चो ને અંતે लो જે જાંણે તે પંડીતા' ૯૩

દોહરો

'ચતુર કહો તંમે ચોટલો સોભીત શાંમા-શીશ
પુછો વાત પુરાણની' રામાએ કીધી રીસ. ૯૪

સમસ્યા

'વસ્રાકાર-સમાકારા પુરશ ણાં(નામ) ત્રએ-અક્ષરા
આદે का ને અંતે ल જે જાંણે તે સપંડીતા' ૯૫

દોહરો

'कागल કહો તંમો કોડથી તે મે જુગતે જાંણુ
ડાહી વાત કોહો ડાહરા જે પંચ કરે પ્રમાંણુ' ૯૬

### સમસ્યા

'સીંગ-સહીતે જન્મીઓ જોબનમાં સીંગ જાયે
જોબન ફીરી વધ થયો સીંગ ફરીને થાએ' ૯૭
'વાત ગંભી,' વીનતા કહેઃ 'આપેન-તણો તું ઈંદ્ર
સીંગ-સહીતે જન્મીઓ તે ચાતુર "બીજનો ચંદ્ર"' ૯૮

### સમસ્યા

'આદ્ય-અક્ષર-વ્યંણુ જગ-જીવાડંણુ અંત્ય-અક્ષર-વ્યંણુ મીઠુ
મધ્ય-અક્ષર-વ્યંણુ સહુ-સંધારણ સો મે નજરે દીઠુ' ૯૯

### દોહરો

કાંમની કહેઃ 'કાજલ કહું મુજને લાગુ મીઠ
મગાનેંણીના નેનમાં કહાપણુ જોતે દીઠ' ૧૦૦
'बाला था तव सवन्‌ भाया बडा हुआ तव काम न आया
मे केहे दिया वान्‌या नाम कोहो पडीत के छोडो गाम' १०१

### છપો

'लोह समारे क्वन, जोग मले काहा केहे सजन (मज्जन)
क्वन सव लीए भार, वनीता वर वाहा-थे रजन
खरो अरि रखे वाहा, सुम ग्सोई को रघे
आखी श्रष्ट काहा-थे जेर, प्राजे पामे काहा वधे
अष्ट प्रश्न पुछत अधीक, आद्य-को अक्षर ले अवे
तव कवी शामलदाम कहे, 'हार' एहे उतर दीओ तवे' १०२

### દોહરો

"'लोहार', 'जुहार', 'काहार' कहत 'वीहार', 'खार', 'सुहार'
'आहार', 'प्रहार' ए अष्ट हे आद्य अक्षर लीए 'हार'" १०३

### છપો

'कनक-दान दीयो क्वन, माहादुख क्वन काहावे
पर-मुख-को दीन कौन, घनो दुख रवी कीम पावे

तनक तुच्छ सो काह, चत्रुभज-कु काहा चाहिए
हरखे कुन सुन राग, धरे कोन सब कर-मांहे
पंडीत जान के पुछीओ, आद्य-को एक अक्षर लीओ
तब कवी शामलदास जु, "रण" एही उतर दीओ' १०४

दोहरो

" 'करंण', 'मरंण', 'परण', 'घरण' 'तरण', 'चरण', हीत होए
'हरंण', 'धरण' ए अष्ट हे कवी केहे बुजत कोये" १०५

छपो

'नदी-मे मुकीओ नाव, दुध ७ महीषी को दोवे
इक्ष-छोल चवाए, पढाओ मीना मुख मोहोवे
काजल ओपाओ आख, साख आवे-की दीजे
इश्वर-के गुण गाओ, मध-को मोहोल करी लीजे
एही अष्ट पटराणीआ, कथन त्ररण-आगु कीओ
सामल कहे, "पारी नही" उतर एसो ए दीओ' १०६

दोहरो

" 'पारी नही' एसो कीओ ठीक वनाइ ठाठ
उतर एक समजी सब प्रथक् प्रथक् ए आठ" १०७

छपो

'दाखु काहा देदार, घणो दुख कोण अवस्ता
काहा जन-को तजु शग, त्रपत्य पीनी कोण रस्ता
सरल अग्नि कोण आच, अशीशे जर कुण पामे
जस ज्योख कर कवण, भव सहु शीर कोण नामे
पुछत अष्ट पटराणीआ, कृष्ण केहे, आद्य अक्षर लीओ
"परण" (रपण) समजो सब सुदरी, कवी सामल एसो कीओ' १०८

'कागद सम करु काहाए, जाहु कहो पुन्य पामु
नारी नीच कुण काहाअ, चाहाए चीत ठर कुण ठामु
दाखु कुन का वदन, सात कुप करु पुरण
पारस नाच कुण राग, गाए मे काहा करु चुरण
कनैइआ जु प्रते कामनी, अष्ट एही पुछत अवे
आद्य अक्षर ले "तर" कहो, कवी शामल समजो सवे' १०९

દોહરો

'पीउ तो परमु केहे, "चलो परसु अटक्यो मन"
"परमु पीउ परमो नही तो परसु अपनो तन"' ११०
'વાક્ય લખુ એ વેહેલીએ સ્વામીને દીધી શીખ
પ્રાણુ દેયસુ તુજને બુધ્ય-થકી એ બીક' ૧૧૧

સમસ્યા

'વણુ પાણી એ નીપજે સકલ વસ્તમા સાર
માન-વધારણુ માનવી સુણુ બ્રાહ્મણુ દાતાર' ૧૧૨

દોહરો

'વીપ્ર તમે "વસ્ત્ર"-જ કહ્યા અવર કેહે તુને કેહેવુ
પ્રગટ નીપજે પણીએ વધા તમે એ વેણુ' ૧૧૩

સમસ્યા

'ચતુર ચચલ ચાલતી થાકી ગઈ કો દીસ
પાછી લાગી દોડવા જહારે ખેદુ શીશ' ૧૧૪

દોહરો

'લગણુવ તે "લેખણુ" કહી થાકી તે ભાગી ચાચ
શીશ કટે સમી થઈ પ્રમાણી કેહે પાચ' ૧૧૫

સમસ્યા

'જીવ-વીહાણુ જાનવર દોમુખ પન્નગ દીઠ
પીટ ખવરાવી પીટીએ તો બોલે મધુરા મીઠ' ૧૧૬

દોહરો

'મેહેતા તંમો "મૃદંગ" કહી    સોભે માંનુની સાંચ
સાખ્ય કહો કોઈ શાસ્રની    વીણા વાંણી વાંચ'   ૧૧૭

છપો

'ચાર ચાર મુખનાં ચાર, પુરખ પરાક્રમી પરખા
નહીં કો ઉચ ને નીચ, સરવે જણ સરવ-સરીખા
ચાર વચે બે નાર્ય, પ્રીત્ય ઘણેથી પરણ્યા
નપુસક બે તંન, આઠ એ વેગે વરણ્યા
અલગો થાયે એકે આઠમાં, તો સાતે જણ નહી કાંમના,
એક થાયે આઠે જંણે, કોહો અક્ષર એ નાંમના'   ૧૧૮

દોહા

"પલંગ" કહ્યો પંડીત તંમો    ઇસો બે પાઈઆ ચાર
અરભક નપુસક તે ઉપલાં    સુખ સંઘલાંમાં સાર'   ૧૧૯

છપો

"નાંમ કેહેતાંમાં નાર્ય, અંત્રીક્ષ અવની-પર સાંધી
વીના-ધુને વણ-વાંક, રેહે લોહો-પાસા-બાંધી
માંનવ જંન બે-ચાર, ચઢી રુદયા-પર બેસે
આધીપાછી જાએ, ફરી ઠેકાંણે પેસે
ચીસો નાંખે ચોહો-મુખે, ધ્યાંન ન આંણે કો દેહમાં
પંડીત હસે તે પારખે, નરનારીના નેહમાં'   ૧૨૦

દોહરો

'સાબાસ વીપ્ર સલક્ષણા    કહુ તંમે મોહોટંમ માટ
તંમો કહુ અંમો લહું    ખાંતે "હીંડોલા-ખાટ"'   ૧૨૧

છપે

'પંખીનુ ટોલુ પ્રૌઢ, ઉલ્તુ અંત્રીક્ષે આવ્યું
વનમાં વડ ગંભીરતણું, મક્ષ ભાવે મંનમા ભાવ્યુ

એક એક એકેકે પાંન, બુધ્ય-થી પંખી બેઠાં
વધ્યો પંખી તાંહાં એક, તારે સર્વ ચીંતામાં પેઠાં
ફરી બેઠાં એકેકે પાંનડે બે જણા, તારે એક પાંનડુ વધ્યુ,
કહો પંખી એ કેટલાં, કેટલાં પાનડાં છે સંધુ' ૧૨૨

દોહા

પ્રેમદા કહે: 'મે પારખુ કથા સંભલાવુ કરણ,
ચતુર પંખી એ ચાર છે વડે પાંનડાં ત્રંણ' ૧૨૩

છપે

'વાટે જાતાં જંણુ બેહ, એક મર્દ એક મેહેરી
એક આંબાનુ વ્રક્ષ, તેન્તલે પડી અગણીત કેરી
બે જંણુ વાલે ગાંઠ, તાહારે તે બાલા બોલે
તંમ પાસે બે ભાગ, માહારી પાસે એક ભાગ અતોલે
એક તાહાસમાંથી પડી જડી, તે મે કીધી છે છતી
સરખીયો થઈ તે સેહેજમાં, કોહો કેરી કેતી હતી' ૧૨૪

દોહા

'છત જોતાંમાં છેહે હતી એકે બાંધી'તી ચાર
એક જડે ત્રંણ ત્રંણ થૈ પંડીત પ્રોછો પાર' ૧૨૫

છપે

'પંખીનાં ટોલાં બેય, ઉડતાં'તાં આકાસે
ચંપકવનમાં તેહ, ગયાં તાંહાં પ્રેમલ-પાસે
બોલ્યુ વેહમાંથી એક, "આપણ બે વંનમાં રહીએ
તંમ-માંહાંથી અંમમા એક, આવો તો સરખાં થઈએ"
તારે બીજુ ટોલું બોલીઉ, "એક અંમમાં જો આવો તમો
તો થઇએ તંમથી અંમણાં," કેતાં પંખી? પ્રુછુ અમો' ૧૨૬

દોહા

'એ વાતમાં સંધે કસો  શાહાત્ર સાખ્ય સહુ સાચ
બાર હતાં એ બગલડાં  એક સાત એક પાંચ' ૧૨૭

છપે

'મીત્ર હતા જંણુ બેહ, તેહ કેહે રંમવા જાવું
એકે સવા સેર, ખાંતથી લીધુ ખાવું
બીજે પુણો શેર, ત્રીજો જણુ તેહેમાં જમીઓ
પૈસા આપી વીસ, રાજી થઈ તે તો રમીઓ
વીસ પૈસા એ વેહેચવા; તે તો કૌતંગ-સારખું
શાંમલ કેહે સમજુ ખરો, પંડીત તેણે પારખું' ૧૨૮

દોહા

'સવાસેર-વાલે સાડાસતર  વાજબી ભાગ લીધો વઢી
પુણોસેર-વાલે પોતે કહુ  આપ ભાઈ મુજને અઢી' ૧૨૯

છપે

'ગુણવંત ગોલાકાર પુરસ અંસ્ત્રીતનો ભરીઓ
સ્ત્રીઓ સહસ્ત્ર દશ-વીશ, કબુલ તે નરને કરીઓ
તે નર-પાસે જાએ નાર, દુખ તેહેને દે છે
અહર-નીશ આઠે જાંમ, અધુર-રસ તેહેનો લે છે
તેહે પુરસને મારતાં, પાપ ઘણેરું થાયે છે
શાંમલ કેહે ઉચ ને નીચ જંન, રુધીર-માંસ સહુ તેહેનુ ખાએ છે' ૧૩૦

દુહા

'"મધપુડો" કહો મુખે  જુઓ વીચારી જાંણુ
અકલવંત તે ઓલખે  પંચ કરે પ્રમાંણુ' ૧૩૧

છપે

'એક રાઓને ઘેર, ઘણા હાથી ને ઘોડા
ઉંટ હતા અનેક, બીજા સાથી સજોડા

અઢી મણ હાથી ખાએ, ડોઢ મણ ઉટ ભણીજે
પાંચ સેર ખાએ અસ્વ, ગુણ તેહેના ગુણીજે
સો મણ દાંણો નીત્યે' વદે,' સો ભાવે નીત્ય સાથીઆ
કેટલા અસ્વ ને ઉટ છે, શાંમલ કેહે, કેતા હાથીઆ' ૧૩૨

દોહરા

'અડતાલીશ તો અશ્વ છે
છતે ઉટ છત્રીશ'
સોલ તો સોભે હાથીઆ
રુદે માં કરસો રીસ' ૧૩૩
તારે વીપ્ર વાંણી વદે:
'વીનતા કરો વીચાર
જોઝ્યો ચીતમાં ચુકતાં
નીચ-બુધ છે નાર' ૧૩૪
રીસ કરી રાંભા રુદે
વદે વીનતા સુભ વાંણ:
'સંતાપો સાચા-થકે
સુ પંડીત છો કે પાંહાંણ' ૧૩૫
ભાંમની કહે: 'રે બ્રાંમણા
મુજને ગણી દેખાડ
ભુલી હું તો ભાંટઝ્યો
નહી તો સીદ વધારો રાઢ ૧૩૬
ભુલે ભારે ભારથી
ભુલે બ્રંમા ભેદ
તાહારી ભણાવી ભુલું નહી
એ તો વાંણી વેદ' ૧૩૭
ચીઠી લખી એક ચતુર નર
પરૂ્ડી પરદા-માંહે:
'તુ હૈઈઅ-ફુટી વાંચજે'
તે તરુણી ખીજી તાંહે. ૧૩૮
'પુરણ ઉટ પંચાવંન
પ્રોઢા હાથી પાંચ
ચ્યાલીસ અશ્વ અતી ઓપતા
સાંભા એ તો સાંચ' ૧૩૯
'કર્ય' વીચાર મંન કોઢીઆ
કુણ સાચુ કોણ જુઠ
પુછ ત્રાહીત ત્રીજો જંણ
સુ અટકલ બોલે ઉટ' ૧૪૦
કાંમની કહે: 'કયેમ કોઢીઆ.'
'તુ આંખે છે અંધ
સાક્યણનુ સેજ ખરુ
ધારે છે સુ ધંધ' ૧૪૧
પ્રેમદા મન પ્રમાંણીઉ:
'કપટ કરુ મુજ તાત
હું અંધ એહેવો એ કોઢીઓ
વ્યપરીત દીસે વાત ૧૪૨
સાકયણ કેહે છે સેહેજમાં
એ તો માહા ઉતપાત
પ્રપંચે પરદા બાંધીઆ
તે તો માહારો તાત ૧૪૩

પુરસ-ચરીત્ર પરમાંણીઉ    ભમાવા તે ભુપ
શકે પુરશમાં ગુણ ઘણો    કે છે રૂડુ રૂપ'    ૧૪૪
પાસે પુત્ર પ્રધાંનનો    કાયા હુલ્ને કાંમ
મદન-રૂપ મદન-સમો    મદંનસેન તે નાંમ    ૧૪૫
તે બોલો તરતીબતર :    'સાચાં છો બે સર્વ'
લેખુ બેનુ લાખેણું    ફોગટ એ સ્યો ગર્વ'    ૧૪૬

પાછો પટ કર્યો પ્રેમદા    દીઠુ દીવ્ય દરશંન
મોહ પાંમી એ તો મોહના    પુરંણ થઈ પરસંન    ૧૪૭
વરુણ વાઉ કુબેર-વત    અવનવો દીઠો ઇંદ્ર
ગ્રહ-ગુણ તારા દેવતા    કે સ્વ્ય રાજા ચંદ્ર    ૧૪૮
પ્રધાંન-તણો સુત 'પાટવી    મદંન નાંમ મકરંદ
વદનપંકજ વરણાગીઓ    કંદ્રપ આનંદ-કંદ    ૧૪૯
દંમયંતી-નલથી · દશ-ગણો    માધવાનલથી 'મેર
રોહણીપત-વત 'રુઅડો    સાચા જેહેનાં સેર    ૧૫૦
બત્રીશ લક્ષણ બુધ્યનીધી    ચૌઉદ વીદ્યા ગુંણ-જાંણ
કલા બોહોતેરી કાંમવત્    પંડીત પુરંણ પ્રમાંણ    ૧૫૧
નીરમલ નેત્રે નીરખીઓ    ધારંણ ન રહૂ ધીર
કુંદંન હીરામાં જડુ    ભલ્યું સાકરમાં ખીર    ૧૫૨

સંમરી મંન્ય શીવ-શાક્તને    સંમર્યા સીતા-રાંમ :
'એ વર આપો અંબીકા    નીત્યનીત્ય જપીએ નાંમ    ૧૫૩
પ્રીતે પુજુ ગોર્યંને    કરુ ઘણાં નવરાત્ર
આપે આવુ આરાસુરી    જગ્ન કરુ હુ જાત્ર'    ૧૫૪
પ્રીતે પ્રતીજ્ઞા કરી    સંમરી મંનથી માત :
'એ-વીના પુરસ પ્રથવી-વીખે    માહારે તાત ને ભ્રાત    ૧૫૫
જનંમ-જનંમનો તુ ધણી    જનમ-જનમ હુ નાર્ય'

આશધી એમ અંબીકા  વીનવે વારંવાર ૧૫૬
પાગ્ય લાગી પંડીતતણે: 'હુ છુ તાહારી રાંક
ટુકારા તંમને કહ્યા  તે ક્ષમા કરો મુજ વાંક ૧૫૭
તુ ભારે બ્રંમાસમો  કે તુ વીષ્ણુ દેવ
વીતગ વાત કહુ અમ્યો  ભ્રાંત ન રાખુ ભેવ ૧૫૮
પિતા માહારે પરપંચ કર્યો  કર્યો તંમ કાયા કોઢ
એહેવી અંધ કહી મુજને  જુગતાજુગતી જોડ' ૧૫૯
પંડીત કહે: 'પુત્રી સુણો  હુ ગુરુ તુજ તાત
ડાહી શીસ તુ દીકરી  વેદવચંન વીખ્યાત ૧૬૦
અંતરથી કહો આગના  જે હોએ મંનનુ કાજ
સીવ-આગ્ના સાચુ કહો  લેસ માં ધરશો લાજ ૧૬૧
વરત્યુ મે મંન તાહેરુ  તુ જોબનવંતી જાંણ
અનંગ-પ્રવેશ છે અંગમાં  પરવશ છે તુજ પ્રાંણ ૧૬૨
તે મંન મુકી મુજને કહો  તજી લાજ-મુરજાદ
ઇશ્વર-આંણ એ વાતમાં  કહે મંન આણી ઉલાદ' ૧૬૩

કર જોડી કેહે કામ્યની  બોલે મુકી શીસ
'સૂર્ય ચંદ્ર બે સાખીઆ  વચ્યમાં આંણ્યા ઈશ ૧૬૪
પુત્ર એક પ્રધાંનનો  મદંનસેન માહાત્મુસ્ય
સોલ વરસે સલક્ષણો  ત્રીલોકમોહંનતુસ્યં ૧૬૫
નરખ્યો મે નેહે કરી  ચાતુર ચતુર-સુજાંણ
પ્રથવીપત્યથી પંચગણો  સામુદ્રીક સેધાંણ ૧૬૬
પંચ લઘુ પંચ દીરઘ છે  પંચ ઉનત પંચ રકત
દીરઘ બાહુ દીરઘ કપોલ છે  અમ્રીત વાંણી વકત ૧૬૭
કરણુ પ્રજંતે નેત્ર છે  દંત દાડંમ બત્રીસ
અધુર રકત અતી ઓપમાં  કેશ ભોરંગી સીસ ૧૬૮
કનીષ્ટ આદે તરજની  આઉ-રેખા હોએ
ધારંણ ધંન-રેખાતણી  કહી ન સકે કોએ ૧૬૯

અનામીકા મધ્યમા-વચ્ચે    બુધ-રેખા બલવંત
તે પાછલ છે જાગ્રતી    જશ-રેખા જસવંત ૧૭૦
હથેલી-વચ્ચે હાથીઓ    સાથીયો છે સરદાર
તે-જોડે ત્રીસુલ છે    તે દેશપતી દાતાર ૧૭૧
અંગુઠાના અગ્રમાં    જવ-લક્ષણ જસ-રૂપ
અંકુશ છે તે-આગલે    ભારે કરંમનો ભુપ ૧૭૨
પોહોચા-ફેરે પાછલે    મંણીબંધની -માલ
મછાકાર છે મોહોવટે    તે ભોગીનો ભુપાલ ૧૭૩
શકટાકાર છે શ્રીમુખે    અશ્વાકાર અંનુપ
ધજાકાર જ પેનુમાં    તે રાજતેજ માહારૂપ ૧૭૪
વીસ વસા બેઠા વચે    વેઢે ચરમ-આકારે ચંદ્ર
ધરમાકારે ધમંર્-તંણી    અવતારીક કોએ ઇંદ્ર ૧૭૫
મંણીપુરથી અંગુઠડે    સોભે રેખા-સંતાંન
ભાંડરુ ભાગ્ય-રેખા-તલે    અકલ-તંણુ અનુમાંન ૧૭૬
સ્રી-રેખા છે સોભતી    ભક્તી-રેખા ભરપુર
મુક્તી-રેખા છે માહાલતી    ન્યાવટ-રેખા નુર ૧૭૭
જાત્રા-રેખા જાગતી    સત્ય-રેખા છે સાર
કુરંમ-ચક્ર છે કર-મધે    તે દેવાંસી દાતાર ૧૭૮
માહારા માત-પીતા તંમો    મીત્ર સજંન મોસાલ
મંન-માન્યુ માગ્યુ અમો    તંમો કરો પ્રતીપાલ' ૧૭૯
સાંભલે છે સુત પ્રધાનનો    પંડીત બેઠો છે પાસ
લાજ-મુરજાદા તજી કહું:    'પુરો મંનની આશ ૧૮૦
પ્રતાગ્ના મેં તો કરી    અધીક સંમથી આપ
પુરશ બીજા પ્રથવી-વીખે    મારે તો ભાઈને બાપ ૧૮૧
એહે મદંન હુ મોહના    આજ મેલાપક હોએ
સાત જન્મનો સ્વામી તુ    પરણ્યાં પેટ-જ-માંહે ૧૮૨
એહે ગાંધ્રવ વીવ્હા કરી    પરણાવો તંમો પ્રીત્ય
બીજો કો જાંણે નહી    તો તો રુડી રીત' ૧૮૩

પ્રધાંનતણો સુત પ્રીછીયો: ‘કાંમ્યની કુડુ કીધ
વગરવાંકે માહરો લાખેણો જીવ લીધ ૧૮૪
એ તે છાંનુ કેમ રહે બ્રમાંડ જેવડો ભાર
મોત આવ્યુ માથાપરે નીચ્ચે એ નીરધાર ૧૮૫
જગત બાધુ તો જાંણસે વીસ્વ કાઢસે વાંક
અણુઘટતુ કયેમ કીજીએ તુ રાજા હું રાંક ૧૮૬
પ્રધાંનવટુ પીતાતણુ જીવ-સહીત તે જાએ
સ્વજંન સહુંને દે સુલીએ લખ્ય બાધી લુટાએ ૧૮૭
જીભ કઢાવે તાલુવે મારે મોહોકંમ માર
ફટ ફટ્ય ફટ્ય સહુ કો કરે કેહેસે સર્વ ગુમાર ૧૮૮
માર પડસે મુજ માતને તપસે માહારો તાત
પેટ્ય પડ્યો કેહેસે પાંહાંણીયો વીસ્વ બાધિ વીક્ષાત ૧૮૯
કેહેસે અંગારો અરભકો કુલ-બોલુ એ કાગ
દુઃખ દીધુ દુશમંન થઈ રુડો નહી એ રાગ’ ૧૯૦

કર જોડી કુવરી-આગલે ‘એ સુ બોલીઆં બોલ
કીંકર જનને કંથ કહો એ તરુણી નહી તોલ ૧૯૧
પાંમરના પાંમર અંમ્યો સેવકના સેવક સત્ય
કીંકરના કીંકર અંમ્યો ગુણ-હીણા અંમ્યો ગત્ય ૧૯૨
કોડી-કોડી કોસીરીઆ લાલચી લોભી લંડ
હીંગ-મરીના તોલીઆ પ્રીછવીએ પાખંડ ૧૯૩
રાવલી ગત્ય સુ જાણીએ રાજસીઆંની રીત
તંમને કરવી નવ્ય ઘટે પાંમર-સાથે પ્રીત્ય ૧૯૪
લાજ જસે લક્ષ લોકમાં કાંમ્યની ખોસો કાર
ગુણ-હીણાં થાશો ઘણુ કેહેસે લોક ગુમાર ૧૯૫
ચતુર નહી એ ચંતની ચેત્રડ-નાંમ ચરીત્ર
નીચ બુધી નારીતંણી પ્રેમદા નહી પવીત્ર ૧૯૬

| | |
|---|---|
| મુજમાં સુ દીઠું માંન્યની | હું મુરખ ગુણ-હીણ |
| પરવસ ચાકર પાંમરો | દેહ દાંમણો દીન ૧૯૭ |
| વંણીક તે સી વરણમાં | વણીકમાં શો વીવેક |
| કાકો કૌસેરીઆ-તંણો | ન જાંણે એકે એક ૧૯૮ |
| તુ રૂપે રંભા રાજવી | સુખપાલે સોહંત |
| અંમ્રીત-ભોજંન ઇછા-થકી | માહામાંને મોહંત ૧૯૯ |
| પટકુલ પેહેરે પંચવરણનાં | સજે સોલ શણગાર |
| હીચો હીડોલાખાટ-પર | અલખત અપરમપાર ૨૦૦ |
| તંબોલ તાતા ત્રીવીધના | ખાંન પાંન સુખ સાંણ |
| રાગ રંગ રંજીત રમો | મોહીત મંન-મેહેરાંણ ૨૦૧ |
| મોહોટી મત્ય મોહંન મહત | મોહોટંમ પદમી માંન |
| ખાસ ખેલ ખલખત ખરી | રાગ રંગતનું તાંન ૨૦૨ |
| અંમે માહાજંન મજુરીઆ | ખડધાંનના ખાનાર |
| ખાંધે લીજે કોથલો | ભયેં ઉપાડુ ભાર ૨૦૩ |
| અંમ્યો જાંણતા ડાહ્યાં | પણ તુ ગુણ-હીણ ગુમાર |
| કબુલ કરો છો કીંકરો | તુ મુરખની સરદાર ૨૦૪ |
| હું અજ ને ગજ તું | તુ સીંહ હુ સીઆલ |
| તુ નાગ હું અલસીઉ | તુ અરણવ હું ખાલ ૨૦૫ |
| તુ હીરો હુ કાચ કો | તુ જાંણુ હુ અજાંણ |
| તુ કંચન હુ કથીર છું | ઓલખ્ય એ એંધાંણ' ૨૦૬ |
| એમ કહીને ઉઠીઓ | રુદે ધરીને રીસ |
| બાંહે ગ્રહીને બેસારીઓ | બોલે મેહેલુ શીશ : ૨૦૭ |
| 'જો તુ નાઠો ને આવે નહીં | તો પાડુ માહારો પ્રાંણ |
| સ્ત્રીહત્યા ક્યાંહાં છુટસો | હોશે તુજને હાંણ ૨૦૮ |
| દંતુસલ હાથી-તણાં | નીકલ્યાં નવ પેસંત |
| સુરા ઉઠાં સાંમદ થઈ | બલહીણ થઈ નવ બેસંત' ૨૦૯ |

પંડીત કહે: 'સુણો પ્રેમદા　　કથા સંભળાવુ કરણ
એવી વાત કર્યા-ઘડી　　તંન ખોશું જણ ત્રંણ　　૨૧૦
જેહ ઘડી એ આચરું　　તાહારો તાત જાંણસે તત
તાહારુ માહારુ ને એહનું　　માથે લખીઉ મત　　૨૧૧
ગુનો એક નહી ગુદરે　　રુદે છુટે નહી રીસ
સેહેસ્વચપે સહુ દેખતાં　　સહ ખેદાવે શીશ　　૨૧૨
તુ કેહેજે તાહારા તાતને　　હું હૂંકારો દેશ
જ્યેમ ત્યંમ કરી ઠરાવસું　　તો તુ લાહો લેસ　　૨૧૩
વાઅસ વીમલ હોએ નહી　　મહીપત ન હોએ મીત્ર
જુગતાં જુહાન્વીના નહી　　ચતુર સુણ ચરીત્ર　　૨૧૪
તમો રાજા રૂડા દીઠા નથી　　નથી દીઠા વકરા વાઘ
અકલાબ્યા અહી દીઠા નથી　　લેસ જડે નહી લાગ　　૨૧૫
મહીપત મીત્રાઈ નહી ગણે　　નહી ગણે પુન્ય કે પાપ
દાવો કરે ઘડી એકમાં　　તે વેદ-પુરાંણે છાપ　　૨૧૬
વણીક-તાત થાસે વાંઝીઓ　　મારી વીનતા જોસે વાટ
તંમ્યો બાલક થઈ છુટસો　　અંતર નહી ઉચાટ'　　૨૧૭

વીસ વસા વીનતા વદે:　　'વીપ્ર સાંભલો વાંણ
કરુ પ્રતીગ્ના તે સુણો　　જુગત્ય કરીને જાંણ　　૨૧૮
શ્રી સુરજ ચંદ્ર બે સાખીઆ　　ઈશ્વર વચ્યમાં આપ
જો તંમ મુએ જીવુ અમ્યો　　તો પ્રલે-કાલનું પાપ'　　૨૧૯
એહેવા એક કરોડ શંમ　　દીધા કાંમ્યની એ કાજ
તંન મંન ધંન ખોવી કહું　　લેસ ન રાખી લાજ　　૨૨૦

પ્રધાંન-સુત કેહે: 'પદ્મની　　એહેસા ન કરીએ કાંમ
ધીરે ધીરે ધારીએ　　તો તો રીઝે રાંમ　　૨૨૧
અણસમજુ ઉતાવલુ　　કાંમ ન કરીએ કોએ
સીંચે માલી સો ઘડા　　પણ રતુ-વીના ફલ ન હોએ　　૨૨૨

કહુ વાત તે-ઉપરે જો છો ચતુરસુજાંણ
શાસ્ત્ર શાખ્ય પુરે સદા પંચ કરે પરમાંણ: ૨૨૩

ચોપાઈ

ગોકુલપુર ગુંણવંતુ ગાંમ નરંદ્રપાલ નરપતનુ નાંમ
સત્યવાદી સુભટ કેહેવાએ બાંધે ધરમ-તણી ધ્વજાએ ૨૨૪
વરંણ અઢારે વાસો વસે ધરમ-મારગ-ઉપર સહુ ધસે
વીપ્ર વીદ્યાવંત વીવેક ન્યાઅશાસ્ત્ર-તંણા છે નેક ૨૨૫
રેહેતો ગોકલીઆ ગાંમમાં ન્યાઅશાસ્ત્ર-તંણા નાંમમાં
દેવસરમા દ્રીજ દેવસ્વરૂપ બ્રાંમણ બ્રંમવીદ્યાનો ભુપ ૨૨૬
ભણો ગણો સંતોખી સુખી દાંમ નહી ગાંઠે તે દુખી
નીરમલ કુલની નીરમલ નાર્ય અધીક ધરમ પાલે આચાર ૨૨૭
કંથ પોતાનો છે કવી નીત્યનીત્ય વાતો જોડે નવી
પેરપેરનાં લખે પુરાંણ મોહોટી વીદ્યાનો મેહેરાંણ
કોહોને ન જાચવા જાએ જેહેવુ કરમ લખુ તે ખાએ ૨૨૮

દોહા

નારી બોલી નેહ-સું "તુ સાંભલ પંડીતરાજ
વીદ્યા બાલ્ય તુ તાહેરી કહુ છુ મુકી લાજ ૨૨૯
ભાત્ય ભાત્યની વીદ્યા ભણો ઘરમાં વેઠે ભુખ
બાલ્ય વીદ્યા બુધ્ય તેહેની દામ-હીણુને દુખ ૨૩૦

છપે

જેહેની ગાંઠે ગરથ, તે બહુ વીદ્યા ભણીઓ
જેહેની ગાંઠે ગરથ, તે નહી કોનો રંણીઓ
જેની ગાંઠે ગરથ, તે પંડીતમાં પુરો
જેની ગાંઠે ગ્રરથ, તે પણ સાંમદ સુરો
જેની ગાંઠે ગરથ છે, તેહેને પંડીત જાંણવો
વીદ્યાવંત દરીદ્રતા, તે પંડીતને મુરખ પ્રમાંણવો ૨૩૧

વીદ્યા ન મુકાએ હાટ, ઘરેંણુ નવ ઘડાએ
વીદ્યા વસ્ત્ર ન વણાંએ, વીદ્યા ન ચુલે ચડાએ
વીદ્યાનો નવ્ય થાએ લોટ, વીદ્યાથી નવ ભાગે ભુખ,
વીદ્યા પાટો નવ બંધાએ, વીદ્યાયે નવ જાએ દુખ
વીદ્યાથી વપુ રેહે નહી, વીદ્યા નવ્ય પીવાએ પાંણીયે,
દરીદ્ર વેઠે ડાહયો થઈ, તે સાંમલ કેહે મુરખ જાંણીએ   ૨૩૨
વીનતા ન પાંમે વસ્ત્ર, તન નવ પાંમે ટોપી
નાત્ય ન પાંમે રીત્ય, લાજ-મરજાદા લોપી
પીત્રી ન પામે પંડ, સરીર ન પાંમે સેવા
સ્રી ન પાંમે શણગાર, દાંન ન પાંમે દેવ।
ભુખે બાલક તો ભડભડે, દીવ્ય સાધન નહી દેહની
શાંણા સંમજુ સમજજો, વીદ્યા બાલ તુ તેહની   ૨૩૩
વીદ્યા ભણીયો તેહ, જે ઘેરે વઈભવ રૂડો
વીદ્યા ભણીઓ તેહ, કાંચ્નની કર કંનકનો ચુડો
વીદ્યા ભણીઓ તેહ, જે સદાવ્રત આપે
વીદ્યા ભણીઓ તેહ, જે કષ્ટ પીઆરાં કાપે
વીદ્યા ભણીઓ તેહ જંન, જે સકલ કલાગુણ સારખા,
શાંમલ કેહે બીજા બાપડા, પાશાણ-સરીખા પારખ્યા   ૨૩૪
વીદ્યાવંત વીદેસ, જાએ તે વીદ્યા શાહાની
નગણ-તંણા ગુણ ગાએ, કોહો એ રીત ક્યાંહાંની
વીદ્યાવંત થાએ દીન, થઈને માન જ માગે
તે વીદ્યામાં વાટ, પ્રીત્ય-વીણ પાગે લાગે
અતી દુખ પાંમે અરભકાં, વીનતાને નહી વીટી છલો,
શાંમલ કેહે સીને મંન્યે, ભરથાર મુરખ તે ભલો." ૨૩૫

દોહા

ચટકો લાગો ચતુર નર, સુણ્યું ચીતનીનાં ચરીત્ર
કવીરાજ તે કાંઈ-સુમો પંડીત પુરંણ પવીત્રઃ   ૨૩૬

"મુરખ છે તુ માંનુની વીવેક ન જાંણે મત
પંડીત જીવતો જાંણવો મુરખને જાંણવો મ્રત ૨૩૭

છપે

વીદ્યા-આગલ લાછ્ય, રેહે છે નીત્ય કર જોડી
વીદ્યા-આગલ્ય લાછ્ય, રેહે છે આધુ ઓઢી
વીદ્યા-આગલ્ય લાછ્ય, પાગ્ય નમે છે પાસી
વીદ્યા-આગલ્ય લાછ્ય, દીનપણે છે દાસી
સદ-વીદ્યા શીરોમણી, સદવીદ્યા તાંહાં ધંન કહ્યું
સામલ કેહે સદવીદ્યા વીના, પાંમર જંન પોઢા પશુ ૨૩૮

દોહા

કાંમ્યની તુ કાં કલકલે કુડા ધંનને કાજ
શ્લોક વેચે એક સુંદરી રાંમા ભોગવ તુ રાજ્ય" ૨૩૯
એક લેખ લખીને આપીઓ હેતે નારી-હાથ્ય:
"ચતુરા વેચ્ય ચૌટે જઈ કો શ્રીવંતને સાથ્ય ૨૪૦
સવાલખ ટકા-સહીત દે જે તુજને દાંમ
ગરથ લેઈ ઘેર આવજે કાંમ્યની કર્ય સુભ કાંમ" ૨૪૧

ચતુરા ચાલી ચૌઉટડે કાગલ છે કર-માંહે
દાંણી દીપચંદશા-તણો તંન એક આવ્યો ત્યાંહે ૨૪૨
સોલ વરસે સલક્ષણો સકલ-કલા-શંમેત
દીઠો કાગલ કર કાંમનીન્તંણે હૈડે ઉપજ્યુ હેત ૨૪૩
વાંચી જોઓ વાંણીએ રુડો અધકો અરથ:
(સવા લાખ ટકા-તંણો ગણીને આપ્યો ગરથ) ૨૪૪

છપે

"સહસા ન કરે કાંમ, જે હોએ દલના ડાહા
સહસા ન કરે કામ, તે નવ્ય જાએ વાહ્યા

સહુસા ન કરે કાંમ, જે હોએ પંડીત પુરા
સહુસા ન કરે કાંમ, જે સત્યવાદી સુંરા
સહુસા કાંમ કરે નહી, તે જશવંતા જાંણીઆ
સાંમલ કેહે કાંમ સહુસા કરે, તે પંડીત નહી પુંશ પાંહાંણીઆ ૨૪૫
સહુસા કાંમ કરનાર, કોઇક દીન શીશ કટાવે
સહુસા કરે જે કાંમ, માંન-મરજાદા મટાવે
સહુસા કરે જે કાંમ, જર જોતામાં ખોએ
સહુસા કાંમ કરનાર, સુખે તો તે નવ સુએ
સહુસા કાંમ કરનારને દુખ દાવાનલ અંગ અડે
શાંમલ કેહે સેહેસા-કાંમથી વીમાસણ પોહ્ પડે" ૨૪૬

ચોપાઇ

વણીક-પુત્રે વારુ વાચીઉ
શાસ્ત્ર-સાખ્યથી તે સાંચીઉ
ગંણીને આપ્યા તેહેને દાંમ
કાંમ્યની કેહે: "થઉ મુજ કાંમ" ૨૪૭
પંડીત-પાસે આવી નેહ
સીતલ થઓ પોતાનો દેહ
સાહા સ્લોક લેઇને ગઓ
પોતાને મંદીર જઈ રહો ૨૪૮
સેજ્ય સુવાની મધ્ય મેડીઓ
તે કાગલ તાંહાં ચોડીઓ
પંનર વરશની પરણી નાર
સોલ વરસનો સાહ-કુંમાર ૨૪૯
કોડે ઘેર મંગલ કાહાવીઉ
તે સ્ત્રીને શ્રીમંત આવીઉ
બાંધી રાખડી સુભ દીન સાંચ
થઆ મમવાડા પુરંણ પાંચ ૨૫૦
તે દીવસે વીદેસે વાંહાંણ
પુર પાટણ કીધાં પરીઆંણ
પીતાને સુપુ ઘરસુત્ર
પરદેસ-વીખે પરવરીઓ પુત્ર ૨૫૧
ઠઠા ભખર જાવે જાએ
કાલા પાંણી અરણુત્ર-માંહે
એ વાત અહીયાંથી રહી
ઘેરે ઘરુણી તેહેની સીગત્ય થઈ ૨૫૨
દેવ ત્રુઠે થયા દસ માસ
ઇશ્વરે પુરી તેહેની આશ
તાતથી સવાઓ આવ્યો તંન
અમુલખ રુડો રાજરતંન ૨૫૩

અસાડ-તણો જ્યેમ વાધે મેહ વાધે એમ દેવાંસી દેહ
શુકલ-પક્ષનો જેમ વાધે ચંદ્ર અરણવ ભરે જ્યમ વાધે ઇંદ્ર ૨૫૪
ઉતરાયણ વાધે જ્યેમ સુર નર ભેટે વધે જ્યેમ નારી-નુર
વાઉ-થકી વાધે જ્યેમ અગ્ન ઘ્રત હોમે વાધે જ્યેમ જગ્ન ૨૫૫
વધે એમ વણીકનો બાલ પીતર-પીતા કરે પ્રતીપાલ
આભુશણ તો ઓપે તંન-તંણુ રૂપ-સ્વરૂપ તો અનોપંમ ઘંણુ ૨૫૬
કાને કુડલ લોલક-લોલ લક્ષણ બત્રીશ કલા સુભ સોલ
રઢીઆલો સુત ગજસ-રૂપ ભારે કરમનો ભોગી ભુપ ૨૫૭
તંન દેખીને માતા ઠરે અધીક હેત હૈઈડામાં ધરે
હરખે વાધુ જોબંનપણુ અતોલ તોલ છે તરુણી-તંણુ ૨૫૮
વાધુ રૂપ એમ અપરંમપાર બુધ્ય-થકી વીતાં વરસ બાર

વીદેસે ગઆ'તા જે વાંહાંણુ તે આવ્યાં નગ્ર-સમીપે સુજાંણ ૨૫૯
અપરંમપાર કમાયા ગ્રથ સરો વેપારી-કેરો અરથ
કાલા-પાણી-કેરો માલ નાંણાવટી થઆ સરવ ન્યાહાલ ૨૬૦
છીપાં વાંહાંણ ખરી ખાડીએ વાંહાણવટી ઉતરા વાડીએ ૨૬૧

દોહા

દીપચંદ દાંણીનો દીકરો દયાલચંદ દાતાર
તે ચતુર-શીરોમણ-આગલો તેણે વપુએ કર્યો વીચાર· ૨૬૨
"જોઉ ચસ્યા સુજ ઘર-તંણી જોઉ કુસલી-ખેંમ
જોઉ માતા-પીતા ઘણું હૈઇડુ કરીએ હેમ ૨૬૩
જોઉ મેહેલ ને મેડીઓ જોઉ વણજ વેહેપાર
જોઉ ઘરુણી ઘરસુત્રને જોઉ આચાર-વીચાર" ૨૬૪
કટાર એક કરમા લીઓ મધ્યરાતે આવ્યો મેહેલ
જોઆ મંદીર માલીઆ સંઘલી સોભા સેહેલ ૨૬૫

માંનુનીની મેડીયે ચઢો દીઠુ ઝાકઝમાલ
દીપક દસે દીસા-થકી ખરી ખુબીનો ખ્યાલ ૨૬૬

હીચોલાખાટ હીરે જડી　　પરવાળીના પાટ
ધંમકે ઘુઘર ઘોર ઘંન　　સ્વાટીકમણીના ઠાઠ　　૨૬૭
અસ્લકની પાકી છે આંગુલી　　દેહેમાં દારૂણ દુખ
સુસ્તક માના ખોલા-વીખે　　અંગુલી માને સુખ　　૨૬૮
રંભા　છે　રંભા-સંભી　　ભરજોબન છે વેસ
અંગ ઉર ઉઘાડુ ઘણું　　શીર છુટા છે કેશ　　૨૬૯
જુલફાં છુટાં છે સુતન્તણાં　　ઓપમા જેહેવો ઈંદ્ર
જાણે દેવ દેવાંસીઓ　　જાણે સરદનો ચંદ્ર　　૨૭૦
નીદ્રાવસે બેહુએ થયાં　　એકએક-ઉપરે હાથ
આંગુલી માના મુખ-વીખે　　બાંહે ભરાવી બાથ　　૨૭૧
સતાવીસ વરસે સુંદરી　　તે સતરની જણાએ
બાર વરસે છે બેટડો　　તે ગુણ બાવીસ ગંણાએ　　૨૭૨

દયાલચંદ દલ વીચારીઉ　　"એ જુવતી-કેરો જાર
ભોગવે છે માહારી ભાંમની"　　ખરો આંણો દલ ખાર　　૨૭૩
"માંણે છે મરદ ને માંનુની　　અધીપત્ય થઈને આપ
એ પાપીને મારતાં　　પલક ન બેસે પાપ"　　૨૭૪
અંતરીખ બારી થઈ ઉતર્યો　　તજ્યું હૈઈ-ટથી હેજ
હીચે નર ને નારી ઓ　　જાંહાં સુખ-સેજ્યા સેજ　　૨૭૫
કાઢી કટાર ને કોપીઓ　　મારે છે સુતને જ્યંમ
એટલે ભીતે દીકડો　　કાગલ ચોહોડો ત્યંમ:　　૨૭૬

શ્લોક

"सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम्।
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः"॥　　૨૭૭

વાંચ્યો તે ફરી વાંણીએ:　　"સહસા ન કરીએ કાંમ
સવાલાખ ટકા મે આપીઆ　　ચોઢ્યા છે એને ઠાંમ　　૨૭૮
સહસા કાંમ કરુ નહી　　વીચારુ એહેવું વસ્ત"
વલી પાછો ગઓ વાંણીઓ　　તે વેલાએ તસ્ત　　૨૭૯

બીજે દીવસે બોહો નગ્રમાં    વાએ ચાલી વાત
વાંહાંણુ વીદેસી આવીઆં    શ્રીવંત શેઠના સાત    ૨૮૦
સજંન સાંહાંમાં ચાલીઆં    ગડગડીઆં નીસાંણુ
સુંદર રથ શણુગારીઓ    જાંણે ઉદીઓ ભાંણુ    ૨૮૧
આગલ અબલખ અસ્વ-પર    પોતા-કેરો જે પુત્ર
કાંને મુક્તાફલ કોટીનાં    સોભાવીત ઘરસુત્ર    ૨૮૨
માત તાત ને મોશાલીઆં    સગા સહોદર સાથ
મોતીની થાલી ભરી    શ્રીફલ લીધાં હાથ    ૨૮૩
મલાં ભેટા મા-બાપ-શું    તેહેને પાસે તંન
પીતાએ પુત્ર ન ઓલખો    તે મલા મેલીને મંન    ૨૮૪

પીતાએ પુછું પટંતરે    "એ કોણુ રાજવી-રૂપ
એ કોણુ જનુનીકેરો જણ્યો    ભારે કરંમનો ભુપ"    ૨૮૫
તાત કેહે "રે તંન સુણો    એ તમારો તંન
એ કુલ-દીપક કુલ-તારંણો    આપણું તંન મંન ધંન    ૨૮૬
પંચ મસાવાડા પેટથી    તમો ચાલ્યા ચતુર-સુજાંણુ
ઈશ્વરીએ ઉછેરીઓ    ત્રુઠા દીનકર ભાંણુ    ૨૮૭
અપ્રીત ભરીઆ આંખથી    વુઠા અમ્રત-મેહ
અંમૃત-દ્રષ્ટે નીરખીઓ    દીવ્ય દેવાંસી દેહ    ૨૮૮
એહેની પાકી છે આંગુલી    નીદ્રા તજી દીન પાંચ
એક ઘડી કાલે ઉંઘીઓ    સીતલ થઈ તે સાંચ    ૨૮૯
એહેની માનાં મુખમાં આંગુલી    પોહોઢો'તો પાસા-માંહે
એહેને હરખ તંમારો ઉપનો    એ આવ્યો છે આંહે"    ૨૯૦

દીવ્ય દુંદુભી ગાજતે    ઘણુ હેતથી ઘેર
નર નારી નેહે મલાં    પુછી સંઘલી પેર    ૨૯૧
ખોલ્ય કરાવી ખાંતથી    જેણે પેલો લખો'તો પાઠ
સવાલાખ પેહેલા આપીઆ    ફેરી આપા લાખ જ આઠ    ૨૯૨

ડાહ્યા દલમાં દાખજ્યો જેહેનાં નીરમલ નાંમ
સહસા સદ્ય કરવુ નહી રૂડુ કે ભુંડુ કાંમ ૨૯૩

સુણો રાએની દીકરી જો મારત એ બાલ
હુત્યા બેસત શીર-ઉપરે આવત માથે ગાલ ૨૯૪
વલી સુણો રાયેની દીકરી તમો ચતુર-સુજાંણ
અઘટતું કાંમ ઉતાવલુ કરવુ તેહ અજાંણ ૨૯૫
દીવસ દશબારેક ઘડ રખો વલતી કરજ્યો વાત
વાત વીચ્યાર્યા-વીના કરો તો થાએ માહા ઉતપાત ૨૯૬

## ચોપાઈ

વગર-વીચારુ કરે જો ત્રત તે તો નીસ્ચે પાંમે અંત'
રાજપુત્રી-પ્રતે કેહે રૂખી: 'સુણો માંનુની કહું માહા મુખી ૨૯૭
તે-ઉપર કહું એક કથા જોગ્ય વાત જાંણુ છું જથાઃ

દાંમોદર-રાએ-તંણી દીકરી ભરજોબંન તે ગરવે ભરી ૨૯૮
દમલપુરી-માંહે તો તેહ (કહું કથા મંન આંણી નેહ)
રઢીઆલી શંમા રૂડે રૂપ ભાંમની જોતે ભારે ભુપ ૨૯૯
તેહેના વીવાને કારંણે બોહો મંડપ રચીઓ બારંણે
દેશદેશના આવ્યા રાએ સુરના જેહેવી કરી સભાએ ૩૦૦
સુભ શંણગારી છે હાથંણી અઇરાવત-કેરી શાથ્યંણી
જુવતી પોતે ઝાક-ઝમાલ વારૂ કર ઝાલી વરમાલ ૩૦૧
ઇછાવર વરવાને તેહ નારીને મંન ઉપન્યો નેહ
પીતા કેહે પુત્રીને વાત: "સાંભલ સુંદર માહારી માત ૩૦૨
દેવી-કેરે દેહેરે જાઓ સીવ પુજીને સુખીઆં થાઓ
પછે સભામાં આવો તંમો સુંદર રાઅ દેખાડુ અંમો ૩૦૩
ચતુર પુરશ કોએ ચીતમાં ધરો તેહેમાંથી ઇછાવર વરો"

સખીઓ સાથ્ય લીધી દશવીસ કહી વાત ચઢાવી સીશ ૩૦૪

પુજા કરવાને કારણે    ખુધ્ય-નીધાંન્ય ચાલી બારણે
ઘેર મલા છે નર નરપતી    છેલ્ય છત્રવંતા છત્રપતી ૩૦૫
એ વાટે જાતાં કૌતક હોએ    કહી ન શકે તેહેને કોએ
એક સોદાગર ઉતર્યો વાટમાં    હરીકષ્ણ-કેશ હાટમા ૩૦૬
અશ્વ ઉંટ વેચી આવીઓ    સોદો વેચી પાછો લાવીઓ
દરશંન કરતો દેહેરા-માંહ    એટલે તરણી આવી ત્યાંહ ૩૦૭
મીટે મીટ તે બેહેની મલી    દીઠે ડાઢ બે જંણુની ગલી
નારી કેહે: "સુ તંમારું નામ    તમો રહો છો તે કોણુ ઠાંમ ૩૦૮
શો વેપાર ને શી છે જાત્ય    નીચ, ઉચ કે શી તંમ નાત્ય"
કેહે શોદાગેર: "સુંણો કામ્યની    ભોલી દીસો છો ભાંમની ૩૦૯
નાત્યજાત્યનુ સું કાંમ તાહરે    સુ સગપણ કરવુ માહરે
પુજંન કરી પાછાં પસ્વરો    કરતાં હોએ તે કારજ કરો ૩૧૦
નાત્ય-જાત્ય તો પુછીયે તાંહં    વીવા-વાજંન કરવુ હોએ જાહ
ગાંમ-ઠાંમ તો પુછીએ સાર    જે સાથે કરવો હોએ વેહેવાર ૩૧૧
નહી વીહીવા ને નહી વેપાર    પુછાનો શો તારે પાર
નીચમાં નીચ અકરમી અમો    ઉચમા ઉચ તરૂણી છો તંમો ૩૧૨
રંકમાં રંક અમો છુ રક    અધીપત મોહોટા તંમો એ અંક
ડાહામા તો તમો ડાહરાં    ઘેલામાં ઘેલા ગુંણુ માહરાં ૩૧૩
કૂટડામાં કુટડાં છો તંમો    વરૂવામાં વરૂવા તે અંમો ૩૧૪

દોહા

જાત્ય-ભાત્ય તાંહાં પુછીએ    પુછીયે ગાંમ, નાંમ ને ઠાંમ
જાહાં દેવી હોએ દીકરી    કરવું હોએ વીહીવા-કાંમ" ૩૧૫

હેત ઉપજ્યુ હશી પડી    પ્રીત્યે આવી પાશ
એક ચીત તાંહાં થઈ ગઉ    તે ડાહી સંમજી દાસ ૩૧૬
શોદાગર-પ્રતે સુંદરી    બોલી બાબત બાંઠ:
"તંન, મંન, ધંન સમરપીઉ    જયેમ પટકુલે ગાંઠ ૩૧૭

તુ લેઈ જા મુજને લાડકા અકલ ઘંણુંથી આપ
જો તુ અજર કરે એ વાતમાં તો પ્રેલે-કાલનુ પાપ" ૩૧૮
પુરશ કેહે: "સુંણુ પ્રેમદા સહસા કરે કયંમ કાંમ
ચતુરન્તંણા એ સ્યેહેન નહી તાહારુ મુરખ નાંમ" ૩૧૯
દાશી કેહે: "ડાહ્યા તંમો કરો છો પરદેશીસ્યુ પ્રીત
રાએ તણી રહીઅત વરો રૂડી નહી એ રીત" ૩૨૦
કોહોનુ વારુ નવ્ય કરૂ હૈહૈડુ ન રહે હાથ્ય
શાંઢ બેશીને સંચરી તે ગઈ શોદાગર-સાથ્ય ૩૨૧
શાંઢ સલકાવી સલક્ષણી સરક જ લીધી હાથ્ય
સરવ પરીવારને પરહરી તે ગઈ શોદાગર-સાથ્ય ૩૨૨
શંવરા-મંડપના રાએ સરવ રાજ થઈ બેઠા શાથ્ય
તે મુકીને પરવરી ગઈ શોદાગર-સાથ્ય ૩૨૩
સ્રીની બુધ્ય તો પાંનીએ હરદે ન રહે હાથ્ય
મુકી મેહેલ ને મેડીઓ ગઈ શોદાગર-સાથ્ય ૩૨૪

મા-બાપ વાટ જોઈ રહ્યાં સજન પાંમ્યાં શોક
"ફટય ફટય ફટય" સહું-કો કરે "ત્રાહે ત્રાહે" કરે લોક ૩૨૫
આવ્યા'તા જે રાજવી તે પ્રીછા સંઘલી પેર
મુરખ જાંણી માંનુંની ગઆ સહુ સહુને ઘેર ૩૨૬

વીનતા ચાલી વાટમાં સ્વાંમી જાંણે શ્રીવંત
મંદીર પોહોતાં માંનસુ પાંમ્યાં પાર અંનંત ૩૨૭
તે મંદીર માલુકાનુ ઘરમા શાલ્યો બે-ચાર
છએક નાંહાંનાં છોકરાં નીચ-જાતી એક નાર ૩૨૮
જુવતી તે ઝાંખી પડી દીઠી નહી રુડી રીત્ય
"કેહે રે હલા તુ કુંણ છે" પરહરી પલકમાં પ્રીત ૩૨૯
"હલ્યા કેમ લાગ્યો મુંને છેતરી કરૂ કયેંમ કુડુ કાંમ
જાત્ય-ભાત્ય પુછી અમો કયેમ ન કહુ સાચુ નાંમ ૩૩૦

તું તો જાત્યનો ઢેઢ છે    હું રાજાની પુત્ર
છેક નીચ, ને ઉચ હુ    "કયેં'મ ચાલે ઘરસુત્ર"    ૩૩૧

મેઘવાલ કેહે: "માંનુની    મે ચેતાવી તુજને આપ
તેં તાહારુ નવ્ય સંભાલીઉ    તો પ્રેમદા તાહારાં પુરંણુ પાપ"    ૩૩૨

નારી કેહે: "રે નીચ જંન    તુ પાછો વલ્ય પુર-માંહ
સોપ્ય મુને શીવન્ડેહરે    આવણુ બે મલીઆં તાંહ"    ૩૩૩

"જયેંમ આવ્યાં ત્યેંમ જાઓ સુંદરી    શીદ આવ્યાં અંમ શાથ્ય
કુળે સુખપાલ મોકલી    હેતેં શ્રીફલ હાથ્ય    ૩૩૪

કાપડ વંણો રે કાંમની    કરો ઘર-કેરાં કાંમ
તો તો એ મંદીર તાહેરુ    રહો ઠરીને ઠાંમ    ૩૩૫

પાંન, ફુલ, સુગંધ-સું    હીંચો હીંડોલાખાટ
સો જાઓ તમારા તાત-ઘેર    દેખાડી દઉ વાટ    ૩૩૬

નથી તેડવા હું આવીઓ    નહી આવું સુકવા-કાજ
આગલ-થી ડાહાપણ કયાં ગઉ    જે મુકયૂ રુડુ રાજ    ૩૩૭

નારી નીચ સભાવની    કરે સેહેસા સંગ
પછે કાઆમાં કલકલે    એ તે કયાહાનો ઢંગ"    ૩૩૮

કાંમ્યની મંનમાં કલકલી    કરમાં લીઓ કટાર
નાંખી બે ક્યારેક વ્યાધને    પડો ભોએ ભરથાર    ૩૩૯

કટાર પોતાની કુખમાં    ઢગલો થઈ પડી ધરંણ
સુખ-સાગર સરવે તજું    માંનુની પાંમી મરંણ    ૩૪૦

આપઘાત હત્યા થઈ    ઘંણા પાપમાં ગરક
સહસા કામ કર્યા-થકી    નારીએ ભોગવ્યુ નરક    ૩૪૧

રાજ-શંપદ રાણીએ તજી    તજ સુખ ને શરીર
જોબંનપંણે મરવું પડુ    નારી ઉતારૂ નીર    ૩૪૨

પરાંણે પ્રાણ તજવો પડો    લખ્ય ગંમાવી લાજ
એ મહશા કાંમ કર્યા-થકી    એકે ન સુજે કાજ'    ૩૪૩

રાંણી કહે: 'રૂખી સુણો । શીહ પુરો છો શાખ્ય ,
એક વાત તંમે કહી । એહેવી હું જાંણુ લાખ્ય ૩૪૪
કેહું મારૂ તંમ્યો નવ્ય કરો ;જો વેદ લગાડો વાર'
(કોપ કરી કરમાં ધર્યો । તે કાંમ્યનીએ કટાર ૩૪૫
મરજંન કરૂ તે માંનુની । પુજ્યો દેવ દીનીશ)
'આત્મધાત અંમો કરૂં । તે પાપ તંમારે શીશ' ૩૪૬

એક વીપ્ર બીજો વંણીકસુત । વીચાર કરો મંન્ય આપ:
'સ્ત્રી-સંગથી સુખ ગઉ । પ્રગટ્યુ પ્રોઢુ પાપ' ૩૪૭
એક વાત નવ્ય ઉકલે । એકે ન પડે સુઝ
પંડીત પ્રોઢો પ્રાક્રમી । ધંણી વીચારી ગુઝ્ય: ૩૪૮

ચોપાઈ

'તરુણી એ સુ સુજ તુને । વંણ-મોહોતે મરાવે મુને
કાં કરે તાત માહારો વાઝીઓ । ગુંણ માહારો સંધલો ગાંજીઓ ૩૪૯
ખરો પ્રગટાવો ખેંઈ રોગ । ભોગવશો નહી એકે ભોગ
અફલ અવતાર તંમારો પંણ થશે । જીવ અખુટે માહરો જશે ૩૫૦
એ કયેમ ચાલે અવલો આંક । તુ રાજા ને હું તો રાક
કાં કરાવો માહારી ઘાત । વીનતા કહું તે સાંભલ વાત ૩૫૧
એ-ઉપર એક કહુ આક્ષાંન । વીનતા કર્ય તેહેનુ વ્યાખ્યાન:

હીમાચલ-પાસે એક પાહાડ । તે દેખીને ધ્રુજે હાડ ૩૫૨
એક શીંહ રેહેતો તે-માંહ । પરવત-તણી છાય્ય ગંભીર ત્યાંહ
સીંહીકા એક શીંહની સુંદરી । મદ જોબંન ને ગર્વે ભરી ૩૫૩
ચારા-કારંણ ગઈ એક દીશ । ભક્ષે નીત્ય હસ્તીનાં શીશ
ગઈ સીંહીણી વંનમાં જ્યાહરે । વંનના વંનચર નાઠા તાહારે ૩૫૪
એક મ્રગલો ચાહયો હેઠો પડા, । તે સીંહીકા-કેરા ચીતમાં ચઢ્યો
સુંદર સીંગડાં ને સુંદર દેહ । નારીને મંન પ્રગટો નેહ ૩૫૫

કાંમ્યની કાઆએ પ્રગટો કાંમ ઠરી ,રહી નારી તે ઠાંમ
મ્રગલો તે કીંકર કાંપીઓ ચીંતનીએ રૂદે ચાંપીઓ ૩૫૬
આશંનાવાસંના કીધી ઘંણી વલી ચેતના મ્રગલાન્તંણી
તે મ્રગને આલ્યંઘન દીધ કાંમ્યનીએ કરૂણા બહુ કીધ ૩૫૭

તારે મ્રગલો બોલ્યો વાંણુ "સાંભલ ચતુરા ચતુર-સુજાંણુ
નારી મે તારૂ નેહ નીરખ્યુ પ્રેમદા તાહારૂ મંન પારખ્યું ૩૫૮
વીપરીત વાત-તણો એ આંક તુ રાજા ને હું તો રાંક
હું કીડી ને તુ તો ગજ તુ મંણીધર, હૂં મેડક મજ ૩૫૯
તુ તો સારદુલ, હું અલસીઉ તુ કઢા ને હું કલશીઉ
તુ મેરુ ને હુ તો કાંકરી હું તો ઠેર ને તું ઠાકરી ૩૬૦
એ વાતે મુજને છે હાંણુ વીનતા એ વાતે નહી વાંણુ
તાહારી ઈજત ઓછી થશે માહારો જીવ અણખુટે જશે" ૩૬૧
ઘંણા કહ્યા મ્રગલે પ્રતીબોધ કીધો કામ્યનીએ મન્ય ક્રોધ
કાંમી અંધ ન દેખે આંખ્ય તે શાંમા તો નવ રહી સાંખ્ય ૩૬૨
નારીની તો નીચી બુધ સ્ત્રી-માંણસમાં તે શી સુધ ૩૬૩

છપે

પંડીત-કેરી નાર, તે મુરખન્સુ માંણે
કુલવંતાની કાંમ્ય તે પાંમર-સુ પ્રમાંણે
જે જસવંતાની જુવત્ય, તે વાણોતર-સાથે વલુધે
નરપત્ય-કેરી નાર, ગુમાર-ગોલા-સુ ગુંધે
સુરા-કેરી સુંદરી, કાઅર-સંગે કાયા દીએ
સામલ કેહે સભાવ શામા-તંણો, બુધ્ય-હીણી તે કયેમ બીહે ૩૬૪

ચોપાઈ

તે તરુણીએ તો લજ્યા તજી ભાવ થકી મૃગલા-સું ભજી
પુરંણ પ્રીત્ય દેખાડી પેર તેડી ગઈ પોતાને ઘેર ૩૬૫

શીંહી-સ્વાંમી આવ્યો માહાસુર   પ્રતાપવંત પ્રાક્રમી પુર
વીનતા કેહે : " એ મારો વીર   સબલ હતુ એહનુ શરીર   ૩૬૬
એ-ઉપર મુંને આવી દયા "   કુડા બોલ કંથ-આગલ કહ્યા
મોહો-બોલો એહને બંધવ કહ્યો   રંક થઈ તે તો ઘેર રહ્યો   ૩૬૭
સ્રીચરીત્ર તો અપરંમપાર   માંને જે ગરધવ ગુમાર   ૩૬૮

છપે

ઘડી એકમાં કેહે વીર, ઘડી એકમાં કેહે માંમો
ઘડી એકમાં ચાંપે ચરંણ, ઘડી એકમા કેહે સાંમો
ઘડી એકમાં લક્ષ લહે, ઘડી એકમાં સરવસ્ત આપે,
ઘડી એકમા કેહે તાત, ઘડી એકમાં કંથ કરીને થાપે
ઘડી એકમાં અપ્રીત આપે, ઘડી એકમાં તો વીખ દીએ,
પરણ્યો મેહેલી પરપુરશ રમે, તે બુધ્ય-હીણી સ્યાથી બીએ   ૩૬૯

ચોપાઈ

હેત ઘણુ નારીને હોએ   સ્રીહ તેહેની નીત્ય ચર્ચા જોએ
બત્રીશ-લક્ષણો મનમાં લહું   કોએ-આગલ તેણે નવ્ય કહું ૩૭૦
જોઓ પરપંચ નારી-તણો   રહીઆલો રીધે ભરાંણો ઘણો

એમ કરતાં તો બહુ દીન થયાં   તાંહાં સુધી તો સાંખી રહ્યાં   ૩૭૧
જે જંમ થઉ તે તેમ સહું   કંથે કાંમ્યની-આગલ કહું   ૩૭૨

છપે

છાંની ન રહે વાત, રીત્ય ભુંડી કે રૂડી
ઘરમાં કરીએ ગુઝ, તે દેશમાં વાગે હુંડી
છાનો ન રહે સ્વભાવ, સુર, કાયર કે દાતા
છાંનુ ન રહે ધનદ્રીદ્ર, તાત, ભગની કે ભ્રાતા
છાંની વીદ્યા રહે નહી, લીલા-લહેર લક્ષ્મી-તંણી,
હડકાઉ પાપ છાંનુ રેહે નહી, જો ખોદી દાટો સોમી ખંણી ૩૭૩

### ચોપાઈ

સીંહિ જોઈ [ચરચ્યા તેહ-તંણીઃ    "એ ધણીઆંણી માહારી-કેરો ધણી"
પુરણુ નીસાં પોતાની કરી    સ્નેહેથી બોલાવી સુંદરી ૩૭૪
બોલ્યો મધુર વચંન એ વેંણુ    ચતુરા-શંગે ચંમકાવી નેણુઃ
"જે ઘરમાં બાંધવ રાખ્યો તંમો    તે-ઉપર રીઝુ છુ અંમો ૩૭૫
એહેના કુટંબ-પરીવાર છે ઘંણું    તે તો પીહરીઆં છે તંમ તંણું
તે રેહેતાં હશે વંનમાં દુખે    તંમ્યો જોખ કરો છો સુખે ૩૭૬
તેહ આપંણો નહી વેહેવાર    "તેડી લાવો બાધો પરીવાર"
જુવતીનાં સગાં જાંણીઆં    એક સહસ્ર મ્રગલાં આંણીઆં ૩૭૭
તે હેમાતી થઈને આવીઆં    ભાંમનીના મંનમાં ભાવીઆં
સ્રીનાં વેર તે નવ્ય સાંખીઆં    મસલીને મારી નાંખીઆં ૩૭૮
વંનચર રેહેતાં વનમાં ફેરી    એક ભુંડાથી સર્વ ગઆ મરી ૩૭૯

### છપે

વેરી ધન લેનાર, વેરી જે ખાએ ચાડી
વેરી દુઃખ દેનાર, વેરી કરે વાતો આડી
વેરી તાત હણુનાર, વેરી જે ભોમ્ય મુકાવે
વેરી ખુએ વેહેવાર, વેરી અવસર ચુકાવે
અનેક વેર એહેવા અધીક, હાડવેર સુ કહું કથી
સામલ કેહે વેર વીભીચારનુ, તે સમોવડ કો નથી ૩૮૦

### ચોપાઈ

તે પ્રેમદાનુ પાંણી ગઉ    મ્રઘડાનું કુલ નીકંદન થઉ
તેહેવો મલો હંમારો જોગ    ભાંમની તાહાગ માહારા ભોગ ૩૮૧
તંમારુ દૈવત ખોશો દૈવ    જોખંમ થાશે અંમારો જીવ' ૩૮૨

### દોહા

વીનતા કેહે· 'સુંણુ વાંણીઆ    કાહાગપણુ તુ કાપ્ય
આંચ નહી આવે આપંણે    વચન સ્થીર કરી થાપ્ય ૩૮૩

કહું વાત પટંતરે — તે તુ સુંણજે કાંન્ય
તુજ સાથે તંન માહરૂં — મંનસા સીધ તુ માંન્ય ૩૮૪

ચોપાઈ

કહું તુજને એક રુડી કથા — જોગ્ય પુરશને ગંમતી જથા:

માહાવંનમાં એક રેહેતો વાઘ — અજીત અભેદી પ્રોઢો પાઘ ૩૮૫
સારદુલ નવહથો સેર — બાધુ વન તેણેં કીધુ જેર
પાડે પ્રાસકો ધંધે ધાએ — દસ-વીસ જંનાવર તે નીત્યે ખાએ ૩૮૬
કોએ ચારો કરે નહી સુખે — દોહલા દંન કાહાડે છે દુખે
કોણ નવ પાંણી પીવાએ — કોએ સુખે નવ નીદ્રા થાએ ૩૮૭
અહર-નીસા વ્યાઘ્ર તે વંનમાં ફરે — ઘાતો જંનાવર-કેરી કરે
સહું જનાવર મલીઆં વંન — કરે વિચાર માહોમા અંન્ય: ૩૮૮
"આપંણુ પટલ કરી થાપીએ — અકેક જંનાવર નીત્યે આપીએ
તારે તો સુખે રેહેવાએ — જો વારાફરતી નીત્યે જાએ" ૩૮૯
વીચાર કરીને તેડો વ્યાઘ્રને: — "નીત્ય નીત્યે એક લાગને
તાહારી ગુફામાં આવે નીત્ય એક" — વ્યાઘ્ર શંતોખો કરી વીવેક ૩૯૦
જેહેનો વારો તે નીત્ય જાએ — વ્યાઘ્ર આરોગી સુખીઓ થાએ
એમ કરતે દીન બહુ થઆ — જેહેનો વારો તે નીત્યે ગઆ ૩૯૧

એક દીવસે સીઆલ ખોડીઓ — તેહેનો વારો આવ્યો જોડીઓ
પેહેલે દાઢે તેહેને કહું: — "તાહારુ આવીશ આવી રહું ૩૯૨
ખોડા પગે તે નહી હીંડાએ — એક દાઢે નહી જવાએ
પેહેલે દાઢેથી જાયો તંમ્યો — સહું-કો આગ્ના આપુ અંમ્યો" ૩૯૩
"રાંમ રાંમ" કહી ખોડા ચાલીઓ — મંનસાથે માહુ માલીઓ
પડી રાત્ય આવ્યુ એક અરંણુ — એક ગુફામાં બેઠી'તી હરંણુ ૩૯૪
તેહેની ગુફામાં વાસો રહો — તાંહાં તો એક તંમાસો થઓ
એક પુરસ ને એક જ નાયં — ઠરી રહાં બે તેણે ઠાયં ૩૯૫

### છપે

અગ્ની-પાસે ધ્રત, તરત ઉકલે તે તાપે
મીની પાસે પય્ય તરત, કયેમ રહે આપોઆપે
તસ્કર-પાસે રહે દ્રવ્ય, તે અરંણુ કેમ મુકે,
તેતર બાજને પાસ, ચોટ કરે નવ્ય ચુકે
લોભી-પાસે લાભ લક્ષ, ત્યંમ કાંમી-પાસે કાંમ્યની,
સાંમલ કેહે, સોબત મલે, જાએ તેહેની કયંમ જામ્યની ૩૯૬

### ચોપાઈ

ખોટુ સીઆલ ને સાજી હરંણુ — રહાં શત, કહી વાતો કરંણ્ય
ગુણે ગુણ મલ્યો તેહેનો — જાતી-સભાવ દાખ્યો દેહનો ૩૯૭
જાતી-સભાવ ન-મુકે કોએ — જો કીડી થઈ ને કુંજર હોએ ૩૯૮

### છપે

કેસર-કયારા-માંહ્ય બરાસ-કસ્તુરી બેહેકે
પાછલ કનકની પાલ, લક્ષધા મોતી લેહેકે
નરમદા-ગંગોદક-નીર, ઝવેર-જડીત્ર ઝારી
સોલકલા સુભ-રૂપ, શીચે નરપત્યનારી
એમ કરતાં તે ઉગીઓ, લસંણુ છોડ લેખે લટે,
બદગો ઉઠે બોહો ગુંણે, સાંમલ જાત્ય-સભાવ તો નહી મટે ૩૯૯

### ચોપાઈ

તેણે તેહેનો કીધો સંગ — રાત્ય એકઠાં રૂડે રંગ
પ્રાતુસ્કાલ થઓ જ્યાહરે — કેહે હરંણી વાંણી તાહરે: ૪૦૦
" હુ એકલી ને તુ પંણુ એક — રહીએ એકઠાં વાસ વીવેક
કાલક્ષેપ કરીશે ધંણી — થઈ રહેસુ ધંણીઆંણી ધંણી " ૪૦૧
તાહારે સીઆલ ખોટો બોલીઓ — મંનત્તણો પડદો ખોલીઓ:
" વ્યાઘ્ર-પાસે વારો માહરો — શાને શંગ કરૂ તાહરો ૪૦૨

સાચી વાત કહુ છુ તુને    વ્યાઘ્ર ભક્ષ કરસે એ મુને
રહ્યા-કેરો નથી કાંઈએ લાગ ,    વાટ જોતો હસે એ વાઘ"    ૪૦૩
એમ કહી ખોડા ચાલીઓ    તે હરંણીએ દષ્ટે ઘાલીઓ
એક રાત્યની પુરંણ પ્રીત    થઈ એ લોકાચારી રીત :    ૪૦૪
"હું જીવુ ને એ નર મરે    અરે દૈવ અઘટતુ કરે
એક રાત્ય રહો સીઆલ    હું જીવીસ હવે કેતા કાલ    ૪૦૫
હું પંણ એહેની સાથે જાઉ    એહની ગત્ય એહેવી હું થાઉ"
એમ કહીને ચાલી સાથ્ય    એક-એક વલગીને હાથ્ય    ૪૦૬

વ્યાઘ્ર ગુફામાં જુવે વાટ:    "આજ કોએ નાવ્યુ શાન્માટ"
એટલે બે જણ દીઠાં તેહ    મંનમાં ઉપન્યો છે સંદેહ:    ૪૦૭
"આજ તંમે બે કયેમ આવીઆં    અવકું ભક્ષ તે કયેમ લાવીઆં"
માંડીને તેણે કહી વાત:    "એકઠાં રહ્યાં અમો એક રાત    ૪૦૮
એક રાત્યનાં નર ને નાર"    હરંણી કેહેઃ "પ્રથમ મુજને માર્ય"
કેહે છે ખોડીઓ: "કહું તુને    પ્રથંમ ભાઈ માર્ય તુ મુને"    ૪૦૯
કહી હકીગત્ય રુડી રીત    એક રાત્યની પુરંણ પ્રીત
એક કેહેઃ 'મુને' ને હરંણી કહેઃ "મુને બ્રંહ્મહત્યાદીક પ્રાછીત તુને"    ૪૧૦
તે વ્યાઘ્રને આવ્યુ ગ્નાંન    મુક્યાં જીવતાં દેઈ ને માંન
વચંન તેહેના નવ ચુકીઆં    બે જણને જીવતાં મુકીઆં    ૪૧૧

તે તો હતાં પસુની જાત    હું તો છુ માંનવીની ભાત્ય
તાહારે જીવે જીવુ અંમો    તંમારા મંનથી માંનો તંમો    ૪૧૨
તાહારે સુખે મુજને સુખ    તાહારે દુખે મુજને દુખ
શીવ-આગ્ના કહું છુ સાચ    આવવા નહી દેઉ ઉની આંચ    ૪૧૩
માહારૂ કહ્યુ જો તે નવ્ય કરું    તો તાહારા સંમ હુ નીશ્ચે મરૂ'

એક પંડીત બીજો પ્રધાંન    કથા સાંભલી તેણે કાન્ય    ૪૧૪
એક વાત તો મંન નવ્ય ઠરેઃ-    'ના કહીએ તો નીશ્ચે મરે
હા કેહેતાંમાં કોપે રાએ    પીલાવે સહુને ઘાંણી-માંહે'    ૪૧૫

અધીક દુખ-અરણવમાં પડા	નારી નેહ-થકી તો 'નડા ' ૪૧૬

દોહરો

'પંડીત કેહે : 'સુણો પ્રેમદા	કરે વીખાંણ્ શા મોહોએ
નારી કોની છે નહી	તુ પણ કોહોની ન હોએ ૪૧૭
જસ જર જીવ સમરપતાં	તંન મંન ધંન દેઅંત
પ્રેમદા પોતાની નહી	કળુએક જીવ લેઅંત ૪૧૮
માઆરૂપ એ માંન્યની	જોઈ કરોડાં લાખ
કો થઈ નહી થાએ નહી	કહીએ તે ઉપર શાખ્ય' ૪૧૯
મંદન, મોહંના સાંભલે	ભણે ભલેરી ભાત્ય
આક્ષાંન કથા એ-ઉપરે	વીપ્ર કેહે છે વાત : ૪૨૦

'સંભરદેશનો દેસપત્ય	માંનશંઘ મહામાંન
માંનીતો મહીપત્ય-તંણો	એક ગંગસેંન પ્રધાન ૪૨૧
સુરપુર શાંમદ શુભે	ધરમ-ધીરંધર ધીર
અનમી અતલીબલ અધીક	વીરાધી-તણો તે વીર ૪૨૨
તાતી તરુવાર્યો બાધે તરંણ	કમરે બે કટાર
ભાલો ઉછાલે ભુપતી	હુંસે હેત હથીઆર ૪૨૩
કબાંન કર તેર ટંકની	ભલકો સવા શેર
બાંણાવલી બલીઓ બહું	મોટંમ-કેરો મેર ૪૨૪
અફીણ અઢી પૈઈશા-ભરે	ખાએ ખાંત્યથી ખેલ
સાત શાંમદ મરદંન કરે	સવા પાસેરેક તેલ ૪૨૫
દુધ સવા મંણ નીત્યે કઢે	શાકર સેર સુભ પાચ
પ્રાસંન કરે પ્રભાત્યમાં	અતલીબલ એ આંચ ૪૨૬
સીકાર રંમે નીત્યે સેરનો	મંણીધરની મણી મરોડ
જીતે જોરાલા જોધને	હાકી જીતે હોડ ૪૨૭
કરે કાંમ મંન-ચીંતવ્યાં	અજીત કેહેવાએ આપ
દેહે પુરશ ઘણો દુબલો	છેલ-પુરસમાં છાપ ૪૨૮
અંન અઢી-પાસેર જમે	પકે તોલે તરત

સાત પૈઈસા-બાર વાવરે    ગુંણુ થોડરૂં વ્રત    ૪૨૯
પાંન ખાએ નીત્ય પાંચ-શે    તેજંના ત્રણુ ટાંક
સુખસાગર સોભા ધંણી    અલખત આડે આંક    ૪૩૦
સાત જોજંન શંભસ્થકી    ગાડા નાંમે ગાંમ
અંપ્રસંધ તેહેનો અધીપતી    નીરમલ નરપતી-નાંમ    ૪૩૧
દુધાં તેહેની દીકરી    બુધ્ય-સાગર વરસ બાર
કુંવારી તે કંન્યકા    તેણે કીધો મંન્ય વીચાર    ૪૩૨
પરંણે નહી તે પ્રેમદા    વીપરીત થઈ છે વાત
એક દીવસ સીક્ષા કરી    માત, તાત ને ભ્રાતઃ    ૪૩૩
"તુ શા-માટે પરંણે નહી    એ તાહારૂ નહી તોલ
જે તુ કેહે તે પાલીએ    બાઈ તંમારો બોલ"    ૪૩૪
પ્રેમદા કેહેઃ "પરણુ અંમ્યો    કંથ જોઈએ તે કોડ
બોલુ પાલુ, પલાવવું    હઠ, હીંમત નહી હોડ"    ૪૩૫

માત-તાતે મંડપ રચ્યો    સયંવર સુભ પેર
દેશ-દેશાવર ગાંમનાં    નરપત તેડા ઘેર    ૪૩૬
પદ્મની પુરંણુ પ્રેમદા    શતી-સીરોમણુ-સાર
ગુણુ રૂપે ગંભીરતા    પ્રાક્રમ અપરંપાર    ૪૩૭
એહેવુ જાંણી આવ્યા અધીક જંન    રાઅ રાંણાને રાંક
મંલા અતીશે મહીપતી    અલેખે આડે આંક    ૪૩૮
વર રૂડા વરણાગીઆ    આવ્યા ઓપાવી અંગ
તે જોવા જુગતે કરી    ગયો ગુણવંતો ગંગ    ૪૩૯
અકીનીઓ નર ને આકલો    મેવો-ઘેલો વેશ
ગુણુ જાણે સહુ ગંગનો    દક્ષિણ, ઉતર દેશ    ૪૪૦
ભાટ-ચારંણુ ભલો કહે    સ્ત્રીએન કેરો સંગ
ગુંણુસાગર ગુંણુ-ગંગનુ    નવે ખંડમાં નાંમ    ૪૪૧
પાંન સમારે પગાકમી    બેઠો છે એકાંત્ય
પરંણું-ઉપર તો પ્રીત નહી    નહી ભામ્યનીની ભ્રાંત્ય    ૪૪૨

કર વરમાલા તે કંન્યકા જોતી જોતી જાએ
તેજ-પુંજ્ય તરતીબતર રાએ-કેરા રાએ ૪૪૩
બુધ્ય-નીધાંન બેઠો હતો નારીને મંન નેહ:
"કોણુ દેશનો દેસપત્ય દીવ્ય દેવાંશી દેહ?" ૪૪૪
દેખાડો તે દાસીએ : (માંન્યનીએ દીધાં માન)
"શંભર-કેરા સ્વાંમીનો પુન્યવંતો ગંગ પ્રધાંન" ૪૪૫
પગ ખેચી રહી પ્રેમદા પુરશ દેખંતે પાસ
પોતે લાજ કરી રહી એક ડાહી બોલી દાસ : ૪૪૬
"માહારી રાંણી કેહે મુખથી તે ઉતર આપો આજ
વરમાલા આરોપે કંઠમાં લેસ ધરોમાં લાજ" ૪૪૭
ગંગ કેહે: "સુણુ ગુણવંતી પુછ ગમે તે પેર
પરંણુ બીજો તુ પરાક્રમી તુંને ગંગ ન તેડે ઘેર ૪૪૮
સાંમા તુજ-સરખી સહસ્રધા પરણી છે મેં પ્રીત્ય
એકે નાડે કો નવ્ય રહી એ રાંમાની રીત" ૪૪૯

ગુણવંતી કેહે: "ગંગ સુંણુ બોલે છે મોટા બોલ
નવખંડના નરપતી મલા તેહેમાં નહી રેહે તંમારો તોલ ૪૫૦
નીચ નારી નીશ્ચે કહી એ તો રૂડી રાઢ
એક નાડે સ્વાંમી રહો તે મુજને દેખાડ" ૪૫૧
"સ્વાંમી-કારતીક હંનુમાંનજી લક્ષ્મણુ ને શ્રીરાંમ
કે બીજો સુકદેવજી એ નર અશલી-નાંમ ૪૫૨
મત્ય-હીણાં જે માંનવી અંન-આહારી અતીસ
દેખાડો એ દેશમાં જે જસ-લેઅંણુ શીશ" ૪૫૩

"અશંસરથે સાંચુ સહું કે કુંઆરા કૈં દ્રવ્ય કોડે
વૈભવમાં વીનતા તજી તે જેવરલો જોડ ૪૫૪
ઇંદ્ર-ઘેર્ય઼ ઘરુણી અબછરા ઇંદ્રાણી સુખ જયોગ
ગરીબ ગૌતંમની ગોરડી બ્રાંહ્મણીમાં શો ભોગ ૪૫૫

પારાસુર રૂપી પરાક્રમી — ખરો જેહેનો ખેલ
વીમલ જાતી વીપ્ર તણી — માછંણમાં શો મેલ ૪૫૬
રાવણ મોટો રાજવી — મંદોવરી સું માંણ
એસી લાખ અંત્યાવરી — તોએ પરવશ પડીઓ પ્રાંણ ૪૫૭
કૈચક સાલો વૈરાટનો — આઠ સત સ્ત્રીઓ સાથ્ય
મોહો પાંમ્યો મુરખ થઓ — તે સેએંદ્રીને હાથ્ય ૪૫૮
વાલી વીકટ વાંદર વીશ્વમાં — બલબુધી બનાવ
જીવ-સહીત તે જસ ગઓ — ભાભી-ઉપર ભાવ ૪૫૯
એહેવા કહું કેટીધા — જો છો ચતુર-સુજાણ
ચતુર નર તે કયેમ કહા — માહારે મન્ય અર્જાણ ૪૬૦
અરજ કરૂ ઉભાં અંમ્યો — જોડીને બે હાથ
એક રાંમા-ઉપર રહો તંમો — તો સ્પરસ કરૂ તંમ સાથ ૪૬૧
બુધ્ય કરો બીજી-પરે — તે દીવસ હું તાજ્ય
એકે સોડે સ્વાંમી રહો તંમ્યો — તો સ્પર્સ કરૂ તંમ આજ ૪૬૨
બુધ્ય કરો બીજી-પરે — તે દીવસ હું તાજ્ય
એક સોડે સ્વાંમી રહો — તો રીધ ભોગવ રાજ્ય" ૪૬૩

ગંગ કેહેઃ "સુણ ગોરડી — મુને પરણ્યા-ઉપર નહી પ્રીત
સભામાં સાચા થઆ — તે નહી રૂડી રીત ૪૬૪
કેહેસો કયાંહ મટયો નહી — પ્રતીજ્ઞા-પાલક પેર
તેન્માટે પરંણું અંમ્યો — રાખુ માહારે ઘેર ૪૬૫
સભા દેખતાં સાચું કહું — વેદ પલાવુ વાક્ય
નર બીજો નરખો તંમો — તો નીચ્ચે કાપુ નાક ૪૬૬
કરૂ પરીક્ષા પલકમાં — દલમાં જાંણુ જે દીસ
તે દાડે તાહારા જસનું — નીચ્ચે છેદું શીશ ૪૬૭
પછે નાક નારીનંણુ — અલપ કરૂ હું આપ
સભા સહુ-કો દેખતાં — કહો તે તંમને પાપ" ૪૬૮

નારી કેહેઃ "સુણો નરપતી | ખોટા શંમ શા ખાઓ
દેસપતી સહુ દેખતાં | પાંણી તાહારૂ જાઓ ૪૬૯
કુલવંતી હોએ કાંમ્યની | ચાતુર ચતુરા પંથ
ધરતી ઉથલ થાએ તોએ | ન કરે બીજો કંથ ૪૭૦
કયેમ કરી કહું તુજને કંથજી | સમઝો શંમશા એથ
પુરવથી પશ્ચિમ ઉદે | તોએ કરે ન બીજો કંથ ૪૭૧
શતીઓને આધારથી | મહી-પર વરસે મેહ
સૂર્ય, ચદ્ર ને શ્રીપતી | એ દૈવત શતીનો દેહ ૪૭૨
પાકે ધાંન શતી-શત્યે | અરણવ રહે મુરજાદ
શતી-આધારે મેદની | શીદ કરો છો વાદ ૪૭૩
જો જુવતી જારી કરે | ડાહી હોએ દીસ
બાથ ભરે બલીઆ-શંગે | સ્વાંમીનુ છેદે શીસ ૪૭૪
સ્વાંમીને તો શાંશો પડે | જીવ્યા-કેરો જાંણ
નારીનુ નાક છેદે કયાંહાં | પોતાનો ન રહે પ્રાંણ ૪૭૫
પંડ રાખવો પડે દોહલો | તો નાક-ઉપર શી ચોટ
રેહે તે પુન્ય-પ્રતાપથી | નહીં તો સ્વાંમીની શી ખોટ" ૪૭૬

પ્રધાંન કેહે: "સુંણ પદ્મની | લેસ ન પામે લાગ
દર દર ન હોએ ગોધીકા | કૈએક હોએ નમેરો નાગ ૪૭૭
પુરસ હોએ પ્રથવી-વીખે | શીર-પર બાધે પાઘ
સુલતાન-શેર કો એક જંણો | શીઘ સોહંતા વાઘ" ૪૭૮

અરસપરસ એ બે જંણા | વચંન સાભલા વેદ
ભાર રાખો સહુ ભુપતી | ભ્રાંત ન ભાગી, ન ભેદ ૪૭૯
વરમાલા આરોપી વીધવીધે | પરણ્યા રૂડી પેર
પટરાણી કરી પ્રીત્યથી | રાખી પોતાને ઘેર ૪૮૦
રીત્ય-ભાત્ય કોડે કરી | આપ્યા ગ્રથ-ભંડાર
વાત ચાલી બાધા વીશ્વમાં | નર તેહેવી એ નાર ૪૮૧

જોડુ બે જુગતાઈનુ — જ્યેમ ઈંદ્રાંણી, ઈંદ્ર
જ્યેમ રતી-કાંમ રંજીત રહે — જ્યેમ રોહણી ને ચંદ્ર ૪૮
નેહ-વધાર્યુ નીત્ય-નીત્યે — જીવ એક, દો દેહ
જ્યેમ જલ-સાથે જલચર્ગં — જ્યેમ દાદુર ને મેહ ૪૮
ત્યેમ કોએલ ને આંબન્વંન — ત્યેમ મેહ ને મોર
પલક-પલક વાધે પ્રીતડી — ત્યેમ ચંદાહ ચકોર ૪૮

કવીત-છપે

જ્યેમ વીવાવંત વીવાન, મલે તો માહાસુખ પામે
સાધુ-સાથે સાધુ, મલે તો માહાદુખ વામે
પવીત્ર-સંગે પવીત્ર, મલે તો પુન્ય પ્રમાંણો
સાચા-સાથે સાચ, મલે તો જસ એહ જાંણો
કાંમ્યની-સાથે કાંમ્યની, જુહા-સંગે જુહા મલે
ગુણે ગુણ જેવા જુગન, ભાવ શભાવ-જોયો મલે ૪૮૫

ચોપાઈ

બુધ-સાગર બેનો બનાવ — સતી, સુરનો એહવો ભાવ
વાધી પ્રીત અતીને ઘંણી — કરે ગત્ય પણિઆંણી, ધણી ૪૮૬
સ્વાંમીની કરે બહુ સેવ — દલથી કંથને જાંણે દેવ
તંન, મંન, ધન ને સુપ્યા પ્રાંણ — બોલે અમ્રીત-સરખી વાંણ ૪૮૭
જમાડીને વલતી જમે — ગાન ગન્ય-રીતો નીગમે
પંણી પાઈને વલતી પીએ — લાડે નીત્યે લાખેણો લીએ ૪૮૮
પોઢાડીને પોઢે સેજ — દેઈ-સાથે નમે હેજ
સુમે મધુર્ગં ગાએ ગીત — પીઅ-જનને ઉપજાવે પ્રીત ૪૮૯
કરે ચોંજન ચતુર નિર્ણાં — નચ્ચ્યુ નેન ચમકાવે પલાં
હાવ-ભાવ સ્નેહીએ ચાએ — પગ-સાકર ને પ્રેમે પએ ૪૯૦
મુખડુ જોઈને હાલજ કરે — એક-એકને દેખીને નન ઠરે
એક-એક દીઠે લાગે સુખ — વણ-દીઠે સ્હએ માહા દુખ ૪૯૧

એક ઘડી અલગાં નવ્ય થાએ    રાત્ય વાસો કેહી નવ્ય રેહેવાએ
શકારે જાએ તો આવે તંરત    વીનતા-સાથે એહેવું વરત    ૪૯૨
તે સહું જાણે બાધુ ગાંમ    નરનારી-તણું જે નામ
આનંદ કરતાં બહુ દીન વહી ગઆ    સમાચાર વલતી સ્યા થયા    ૪૯૩

કવીત-છપે

અતીસે જેહેમાં રૂપ, તે કરૂપાં જાંણો
અતીસે ડાહાપંણ અંગ, તેહેને મુરખ પ્રમાંણો
અતીસે સુખ સરીર, તેહેને દુખ-દલાસો
અતીસે જેહેને પ્રિત્ય, તેહેને વેર-વીલાસો
અતીસે જેહેને લાડ છે, તે રઝલે છે ઘેરે-ઘેરે
સાંમલ કેહે, અહંકારી લોભીઆ, તે પરઠે દુખે પેરે-પેરે ૪૯૪

દોહરા

એક દીન તે રાયજી    સંભર-કેરો સ્વાંમ
જાવું જરૂર પરદેશડે    કટકાઈ-તણું છે કાંમ    ૪૯૫
સેંન્ય જ સજ કરાવીઉ    ઢુંડી ફેરવી દેસ:
"સાથે આવે શાંમદ સહું    પરમુલક પરદેસ    ૪૯૬
કેસરીઆં કપડાં કરો    જયંમ જાતી હોએ જાંન
શીરબંધ બાંધો શીર-પરે    ત્રોહ-વીધ મેલાં તાંન"    ૪૯૭
બીજા સહુ સાથી બોલીઆ:    "મહીપત દો છો માંન
એ કયેમ સાથે આવસે    પુર-પત્ય! જે પરધાંન    ૪૯૮
એ તો મુખ દીઠે ભોજંન કરે    મુખ દીઠે પીએ નીર.
તે તે એકલી કયેંમ રહે    જેહેનુ એક શરીર    ૪૯૯
પ્રેમદા-સાથે પ્રીત છે    તેહેને કયંમ દુભાએ
એક ઘડી અલગી રહે    તો અંન-નીર નવ્ય ખાએ"    ૫૦૦
પુર-પતીએ પરધાંનનુ    હસ્તું દીઠુ મુખ
કેહે: "આ સહુ-કો સુ કેહે? દેહ ન ધરશો દુખ    ૫૦૧

અવાચ, તો તો આવજો નહીતર કેહેજો નાએ
વેચાંણુ છો વીનતાન્તણાં આ કેહે છે સરવ સભાએ ૫૦૨
આગલી દુભણુ રૂઅડી વારૂ કહો એક વસ્ત
સકલ સભા સહુ શાંભલે ત્યંમ તંમો કહોને તરત" ૫૦૩

ગંગે મંન્ય વીચારીઉ: "હુવડાં કહેસું નાએ
હસી પડસે લોક સહું પાંણી પંચમાં જાએ ૫૦૪

કવીત-છપે

નારી-વસ્ય જે નાહો, તેહ ભુધીનુ ભુંડું
નારી-વસ્ય જે નાહો, તે ભુંડાંમાં ભુંડું
નારી-વસ્ય જે નાહો, રાએ પણ રાંકન્સરીખો
નારી-વસ્ય જે નાહો, પાંમર જંન તેહ પરીખો
નારીન્વસ્ય જે નાહોલો, દાંમણો દીસે દેહનો
સાંમલ કેહે, સ્વાંમી જીત્યો ન સુંદરી, અફલ અવતાર છે એહનો ૫૦૫
જુવતીએ જીત્યો જંન, તેહને મુરખ જાંણો
જુવતીએ જીત્યો જંન, તેને પાંમરન્પેર પ્રમાંણો
જુવતીએ જીત્યો જંન, કાર ઘટે તે કોડે
જુવતીએ જીત્યો જંન, તે જીતે નહી કોહોન્જોડ
જંન જે જુવતીએ જીતીઓ, કાર કીરત્યને જસ ગઓ
સાંમલ કેહે, નાયેં જીત્યો નાહોલો, તે તંણુંથી હલુઓ થઓ" ૫૦૬

ચોપાઈ

ગંગે એમ વીચારૂ મંન: "હુ પણુ જુવતીએ જીત્યો જંન
ડાહાપણુ માહારૂ વેહેતુ ગઉ હશારથ સભામા થઉ" ૫૦૭
નારી નેહ-થી ઝાખો થઓ રાએ-રાંણા-સુ જોઈ રહો
પ્રધાંન પ્રૌઢા પ્રાક્રમી બહુ રાઅ-સહીત જોઈ રહા સહુ ૫૦૮
સીન્શંગથી તો અવનુ થઉ ડાહાપંણુ વેહેતુ પુરે ગઉ ૫૦૯

દોહરો

ગંગ કેહેઃ "ચેલા તંમ્યો પ્રીછી નહી કાંએ પેર
સભા-માંહાંથી સહુ-કો ચલો રખે જાઓ કોએ ઘેર ૫૧૦
આજ્ઞા માગે ઓસ્ત-કંને તે શવત નહી, શંડ
અસ્વે ચઢો સહુ આ ઘડી મોહોના સું કોહો માંડ ૫૧૧
આ દસ ડગલાં આગલ અંમ્યો તે ભુપત્ય-સાથે ભાર"
એમ કહીને એકલો થઓ આપ અશવાર ૫૧૨

કાએર કેશરીઆં કરે લબાડી જંન લવંત
બકવા કરે તે બાપડા હરદે આપ હારંત ૫૧૩
ગાજંણુ મેહે વરસે નહી ભશંણુ કુતાં ન ખાએ
થોડા-બોલા રંણ રહે ઘણા-બોલા ઘેર જાએ ૫૧૪

છપે

તાતી બાંધે તરૂવાર, નાસે તે સહુથી પહેલા
તાતી બાંધે તરૂવાર, વલે તે વાટેથી વેહેલા
તાતી બાંધે તરૂવાર, ગુણ પોતાના ગાએ
પડ ઉગમણી બુંબ, પોતે આથમણો ધાએ
વાંકાં મેહેલે પાઘડાં, ચંચલ થઈ પ્રથંમ ચઢે
નાંખી એ હથીઆર નાસે ઘણા, જારે ઘાઓ શીર-પર પડે ૫૧૫
ગાંડા-ઘેલા, ગુણવંત, મેલો મોટંમ નવ માણે
નહી ટેક, તરલીબ, અહંકાર મંનમાં નવ્ય આણે
વાંકાચુંકા નવ્ય થાએ, વાંકા બોલ ન બોલે
પોતે નવ થાએ પ્રોઢ, પર-પરદો નવ ખોલે
વીર-હાક વાગે જ્યાંહાં, તાંહાં પ્રડતા મંનમાં ધરે
જ્યંમ ગોલા ચાવલ છડે, ત્યંમ વેરી-પર કર વાવરે ૫૧૬

## ચોપાઈ

પાંણુ જોડી રહ્યા સહુ પાસ, સહુ-કો મલી કહું: "સેભાસ"
મહીપત્ય કેહે: "માહારા શમ ખાઓ જરૂરપણે તો મંદીરે જાઓ ૫૧૭
શીખ માગો, શોપો ઘરબાર માલ-ખજ્યાંનો, કણ-કોઠાર". ૫૧૮

## દોહરો

સહુ-સહુને મંદીર ગયા પુર-પતીએ દીધાં માન
મરકલડે મંન માલતો ઘેર આવ્યો પ્રધાંન ૫૧૯
નારી કેહે, "સુણ નાહોલા મે આજ ઓલખીઉ આપ
તે સાચુ જો નવ્ય કહો તો મુજ માર્યાનું પાપ" ૫૨૦
પ્રધાંન પ્રેમદા-આગલે કહી માંડીને વાત:
"મુશાફરી ચાલી માહરી વીપરીત-જેહેવી વાત ૫૨૧
પ્રથમ બીડુ પાંનનુ મે ચઠાવું શીશ
આજ અમારે ચાલવું આ ઘડીયે આ દીસ" ૫૨૨

નાર કેહે: "સુણુ નરપતી જીવ અંમારો જાએ
તંમ-પાખી અંગ્યો એક ઘડી તે વરશ-બરોબર થાએ ૫૨૩
પીઉ ચાલો પરદેસડે મુને મંદીર ખાવા ધાએ
એક પલક રહો તંમ્યો તો તંન ટુક થઈ જાએ ૫૨૪
કુંથ મોલ કોડાંમણા ગજથ-રૂપી શાએ
એક ક્ષણનો એક જુગ મુને તંમ-વીના તે થાએ ૫૨૫
ખાંન-પાંન ખાવું નહી ન ધરૂ હું શણુગાર
જીવ ધરૂ નહી દેહમાં એ દુખ અપરંમપાર ૫૨૬
અમલ ખવરાવો આપથી હેત ઘણેથી હાથ્ય
પ્રાંણ રાખો પીઉ માહરો તો તેડો તંમ-શાથ્ય •૫૨૭
એક પલક એક શત કલપ થાએ જે મુજનેં દેઠ
પીઉ-પાખે જે પ્રેમદા તેહનુ જીવત વેઠ ૫૨૮
રાખુ તો પાણી ઘટે ગએ ઘટે મુજ શરીર
જે તમે કહો તે કરૂં" નૈનંણે ભરીઆ નીર ૫૨૯

આધીનપણે ઉભો રહો સ્ત્રી-સનમુખ તે વીર
ગલગલો થઓ ઘરણી-થકી ચાલાં નૈંણે નીર ૫૩૦
ગંગ કેહે: "સુણો ગુણનીધી હું પંથ કરું પ્રવેશ
જો ઘડી ઘેર રહું અંમ્યો તો થાએ હશારથ દેશ ૫૩૧
ઓ ફરકે નીશાંણ નરેસનાં જોવા મલો બાધો દેશ
જો જાવા નહી દ્યો નારી તંમો તો આ તંન હું એ તજેસ ૫૩૨
માટે હલાંહલ કરો ને શીખ દ્યો ઘડી ન લાહો વાર
ભાગોલે ભુપતી-સહીત ઉભા છે અશવાર" ૫૩૩

કાંમ્યની કેહે: "કંથ, સુંણ્ય જે વાહાલા-તંણો વીજોગ
આજ-થકી અંમ્યો તજ્યો ભુપત્ય-કેરો ભોગ ૫૩૪
પાન તજ્યા, પટકુલ તજ્યાં તજ્યાં પલંગ, પોશાઅ
તજ્યુ સર્વ ખટરસ-સહીત તજાં ગીત, ગાથાઅ ૫૩૫
તજ્યા શંણગાર ને સાવટુ તજ્યાં અંજંન નેણ
તજાં વાજાં ને વસ્ત્ર વીધી તજ્યાં વીવેકનાં વેણ ૫૩૬
તજ્યાં સીંદુર ને કુંમકુંમાં તજાં પથરંણાં, પાટ
તજાં હાવ-ભાવ ને હશાં તજી હીંદોલાખાટ ૫૩૭
સોડો પેરૂ સવા સેરનો જાણું તે દીન ને રાત્ય
રાંમ-નાંમ રસના જપુ મધ્યાંન-મધ્ય, પ્રભાત ૫૩૮
જવનો લોટ જંમુ અંમ્યો અઢી પાસેરા અંન
જલ-સાથે ઘોલી પીઉ શોષ્યુ તંન, મંન, ધંન. ૫૩૯
ગાઉ ગુણ શ્રીરાંમના ગાઉ ગંગનાં ગીત
ગંગ-દરસંન હાખુ દલે ગંગ-પ્રાંણ-પર પ્રીત ૫૪૦
નઅંણે નરખુ ગંગને સ્વપને દેખુ ગંગ
મંત્ર જપુ મૂખે ગંગનો નેત્ર તે ગંગનું અંગ" ૫૪૧
પાંચ-સે પ્રતીજ્ઞા કરી તરૂણી રૂડુ તોલ
સંમ કીધા શો સાંમટા બોલી બાબત બોલ ૫૪૨

પંનર પરદક્ષણા કરી    પ્રેમદા લાગી પાય્ય
ગંગ કેહે : "સુણ ગોરડી    મંન ગમે તે માગ્ય"    ૫૪૩
"માગુ છુ હું એટલું    વેગા વલણ કરે
જાંહાં દેખે મુજ જેવડી    તાંહાં તુ ચીત નં ધરે    ૫૪૪
બોલ્યા હો તો પાલજ્યો    એક પત્નીનું વ્રત
રાજ્ય દીઠે ઘણુ રીઝીયે    રાજ્યવીના તો મરત"    ૫૪૫
કાલાવાલા કોટીધા    કહાં ઘણેરાં કહેણ
રાજવી તા ઘંણેરો રીઝીઓ    સુણાં વીનતાનાં વેણ    ૫૪૬

અમ્રીત ચોઘડીઉ અધીક સુભ લગ્ન લાખ્યેલું લીધ
ગંગ-સહીત તે ગાંમ-પત્ય    પંથ કેરડથી કીધ.    ૫૪૭
રાંમા રહી ઘેર રીઝમાં    પીઉડ કીધો પંથ
ડાહાઓ પોપટ દાંમોદરો    તે કામ્યનીને શોપો કંથ    ૫૪૮

ચોપાઈ

પોપટ, પદ્મની મંદીર રહાં    વલતાં ચરીત્ર તેહેનાં સાં થઆં
ત્રણ પક્ષ થઈ જેટલે    કૌતક એક થઉ તેટલે    ૫૪૯
કાબલ-કેરો રાય્ અધીપત્ય    અસુર-જાત્ય મોહોટો મહીપત
દેવ, દાંનવ અવતરીઓ અંસ    શ્રષ્ટ કશ્યપી વીરંચી-વંસ    ૫૫૦
આદેં, અંત્યે સાથે છે એહ    અપાર માત માંટે (?) નહી નેહ
અતલીબલ પરાક્રંમી પુર    ઉતારે નરપતી-કેરાં નુંર    ૫૫૧
અનમી નર નમાવ્યા નેટ    ઝીલ્યા દેશ, સમુદ્રના બેટ
ગાજે મેંહે એમ બોલે બોલ    તેસ્યંમણીકો તંનનુ તોલ    ૫૫૨
અઢાર શેર અંન-કેરો આહાર    ભુપત સંઘલા માને ભાર
પંચ તોલ નીત્યે મદીરા પીએ કોહોનો બીહીવરાવ્યો તે નવ્ય બીહે ૫૫૩
પાસેર અફીણુ નીત્ય પ્રાશંન કરે    માહાબલીઆ-કેરાં બલ હરે
સુલતાંનશેર નાંમ તેન્તંણું    પુરંણ બલ, પરાક્રંમ ઘણું    ૫૫૪
એસી સહસ્ર ચડે અશવાર    જસવંતા જંન માહા-ઝુઝાર
દેશ જીતવા ચાલ્યો તેહ    ગાજે જ્યંમ અસાડો મેહ    ૫૫૫

શોભીત સામદ સાથીઆ        એ હડોલે એક સહસ્ર હાથીઆ
સાંઢો સહસ્ર ચ્યાર ભરપુર        જુજાલ્ય બરદાર જાલંમ તે શુર ૫૫૬
નાલ, ગોલા, ફરશી, ત્રીશૂલ        ખેદે વેરી-કેરાં મુલ
દેશે-દેશ ઝીતવાને કારંણે        નીકલ્યો કાબલથી બારંણે ૫૫૭
બાંણાસુરને વંશ બલવંત        અધીક જોર ને તોર અનંત
પુતલાં જીતી બાંધે પાએ        નમે નહી તે-સાંમો થાએ ૫૫૮
ઝીતતો-ઝીતતો આવ્યો તાંહે        મોટંમ શંભરનગર જ માંહે
સરોવર-પાલે ડેહેરા દીધ        ગાંમ સરવે ઘેરીને લીધ ૫૫૯
જેહેને શએ શોપું'તું ગાંમ        નરોતંમ તો તેહેનું નાંમ
તેણે તો પુતલુ આપીઉ        તેહનું ગાંમ કરી થાપીઉ ૫૬૦
જેવો શંભો તેવું દાખીઉ        રીધ્ય આપીને નગ્ર રાખીઉ
મુકાંમ કરીને મોટંમ પડો        અગીઆર દીવસ એ ગાંમે અડો ૫૬૧

વાગે ચોઘડીઆં નીત્ય નીશાંણુ        ઢોલ, મ્રદંગ વીધવીધ વીખાંણુ
સંગીત વાજાં વાજે ઘણાં        મંન હરખે માહાચતુરા-તંણાં ૫૬૨
ઘડીએ-ઘડીએ રાગે રંગ        શોભે તે શાંમદનો શંગ
ઝંઘડીઆં-તંણું એ જોર        ઠેકારાંથી વાજે ઠોર ૫૬૩
શરણાઈ-કેરો નીધ્ય નાદ        શંગીત-વીદ્યા શોભીત શાદ
રંણુકારે ઝંણુકારે ઝંણઝણી        કંણુકારે ઠંણુકારે કિંકંણી ૫૬૪
ઇંદ્રસભા જેહેવી તાં નૃત        સુર-નાઅકની શોભા શરત
રઢીઆલાં વાજાં રીધ્ય-રૂપ        ભરી શભામાં ભારે ભુપ ૫૬૫
હોશી-કેરાં એ મંન હરે        ઠાકોર-લોક-કેરાં ચીત ઠરે
નવમી સીધી તે તો શાંચ        વરૂવી નહી જેહેને મુખ વાચ ૫૬૬
દશમી નીધી તે તો વીવેક        નીરમલ નરમાઈના નેક
પંનરમુ રતંન કીરતાર        કે જુગમાં મોટો દાતાર ૫૬૭
પંનરમી વીદ્યા તે તો પુન્ય        તોહોતેરમી વીદ્યા તે સુન્ય
વેદ પાંચમો તે તો નાદ        સાતમો રસ તે શોભીત શાદ ૫૬૮
તોલ તેરમુ તે તો તાંન        વશીકરંણ-વીદ્યા તો ગાંન ૫૬૯

## દોહરા

મધ્યરાત્યસમે તે માંનુની બેઠી'તી પોતે મોહોલ
સકલ કલા, ગુણ, ચાતુરી સંઘરી વિદ્યા સેહેલ ૫૭૦
રામાએ રાગ સાંભલો ધંન્યાશી ધંન્ય-ધંન્ય
પરવશ પડી તે પ્રેમદા વીહ્વલ થઉ છે મંન ૫૭૧
કાંમાતુર થઈ કામ્યની કાયાએ પ્રગટો કાંમ
અસુરમાં અંતર અદું સુણુ નરપતનુ નાંમ ૫૭૨
મંનમથ પ્રગટો મંનમાં હરદે ન રહું ઠાંમ્ય
નીલજ નાર્ય તે તો થઈ પ્રૌઢ માહા પ્રગટો કાંમ ૫૭૩
"વાજાં વાજે છે જેહનાં સોભે છે સરૂવા સાદ
એ નૃત્ય તે કેહેવી હશે" વીનતાને લાગો વાદ ૫૭૪

વાલ-વાલે મોતી દહ્યાં સજ્ઞ શંણુગાર જ સોલ
ચરણાં, ચોલી, ચુંદડી મુખ તાતાં તંબોલ ૫૭૫
કસ્તુરી, કેશર, અરગજા અબાધ્ય બેહેકે બરાશ
કાજલ નેંણે સારીઆં વીધ્ય-વીધ્ય સોગન્ધીવાશ ૫૭૬
પારીજાતક, મંદારનાં હોશી થા સુભ હાર
ભાલ તીલક બદી બાતનાં ઓપમા અપરંમપાર ૫૭૭
હાંમ્ય કાંમ્ય મૃગલોચના ચંચલી ચીતે ચેહેન
હાવ, ભાવ, કટાક્ષ કૃત થઈ અવઘ્ન એન ૫૭૮

કનક-પાંજરે કીર છે દામોદર ડાહ્યો દેહ
બોલાવી તે બાલકા નારી-પર્ય બહુ નેહ ૫૭૯
પોપટ કહે: "સુણો પ્રેમદા મધ્યરાતે ક્યાંહાં ગાંણુ
શણગાર સજ્યા સ્વાંમીવીના એ ઠઠાપંણુ અજાંણુ" ૫૮૦
વીનતા કેહે: "રે વીર! શુંણુ વાજા વાજે છે વેદ
તેહે મંન માહારુ હરૂં ખરો પાંમી હું ખેદ ૫૮૧

રદે રાગ માહારે વધો જોવા-કારંણ જાંઉ
આવે તો તેડુ તુજને ક્ષણું-ક્ષણું ખોટી થાંઉ" ૫૮૨

"ફટ-ફટ ભુડી પાપંણી માંન્યની મુરખ માંન
વાજાં વખાંણે અસુરના ફુટા તાહારા કાંન ૫૮૩
ગુણ-સાગર ગુર્ણ-નીધ્ય ગંગ ' નર સુરામાં સુર
રાજવીઆંનો રાજવી નરપતી-કેરૂં નુંર ૫૮૪
દાતા દેવાંશી દેવરૂપ ભુપ-તંણો એ ભુપ
તે-ઉપર મંન નવ્ય ધરૂ ડાહાપણ પડીઉ કુપ ૫૮૫
બાલ્ય બુધ્ય એ તું-બાલીકા બાલ્ય પરાક્રંમ પેર
નાક છેદશે નારી-તંણું જો ગંગ આવશે ઘેર ૫૮૬
મુસ્તક છેદસે એ મુઢનું વચંન પાલશે વેદ
વચંન ગસ્ત જાસે નહી ભ્રાંત ન રાખીશ ભેદ ૫૮૭
ગંગા વેહેસે ઉલટી પશ્ચિમ ઉગસે ભાંણુ
ગંગ-વંચન ગઈ નહી કરે પ્રીછજે પ્રેમદા પ્રાંણ" ૫૮૮

સુક-પ્રત્યે કહે સુંદરી: "સાંભલ મુરખ મરમ
મુજ-સુ મેલ રાખે નહી તો ફૂટુ તાહારૂ કરંમ ૫૮૯
ગંગ બોલ્યો તે ગુણ ઘણા વહેવરાવુ એહના વાકય
સુબાનુ શીશ કેમ છેદસે કેમ છેદશે માહારૂ નાક ૫૯૦
પારખ્યું જોઉ પરંણા-તંણુ જે બોલ્યો છે બોલ
વચંન મુકાવું એહનુ તસ્ત ઉતારૂ તોલ ૫૯૧
અશ્વ અસી હજારનો અધીપતી છે ઇશ
જોઈએ તેહેનું એ પારખુ કયેમ રાખે છે શીશ" ૫૯૨

સુક કેહે છે: "સુંણ સંખણી ભુડણ-કેરી ભુપ
ચેત્રડથી ચોશઠ ગણી બાલ્ય રઢીઆલુ રૂપ ૫૯૩
ડાટ ડાહાપંણ ને શાંણપણુ બાલ્ય બુધ્ય, શંણગાર
વીખાંણે છે વરણાગિઓ ગંગ-સાટે ગુમાર ૫૯૪

શેષનાગ તજીને અલશીઆં     કંચન મુકીને કાચ
ગજ મુકી ખર-ઉપર ચઢે     બાલ્ય તાહારો તાચ ૫૯૫
કમોદ મુકી કુશકા જંમે     શીંહ મુકી શીઆલ
ઘેવર મુકી ઢેબર જંમે     બુધ્ય તાહારી બાલ્ય ૫૯૬
બ્રંહ્મ મુકી ભરડક ભજે     શીવ તજી ભજે ભુત
અમ્રીત મુકી તું વીષ પીએ     ફટ ધુતારી ધુત્ત ૫૯૭
અરુણ તજી આગીઓ ભજે     ગંગ તજી નાહે ગેહ
શક્તી મુકી શેવે શંખ્યણી     બાલ્ય ડાહાપંણ તુજ દેહ ૫૯૮
માહાદેવ તજી માંમો ભજે     શંભ તજી જપે શંડ
ચીર તજી ચીથરાં ધરે     એ દેવ-તણો તુજ ડંડ ૫૯૯
સ્વાટિક તજી લે શંખલો     કેવડા-સાટે કંથેર
ચીંતામણી-શાટે ચણોઠીઓ     સુકડ-શાટે ખેર ૬૦૦
કેશર-સાટે કાજલ કરે     મુત્ર પીએ તજી દુધ
ગાએ-શાટે લે ગ્રધવી     બાલ્ય તાહારી બુધ ૬૦૧
પુન્યવંત પનોતો પણકંમી     તજે ગુણવંતો ગંગ
નીચ-જાત્ય નીરમાલીઓ     રાંડ કરે રચો રંગ" ૬૦૨

હશી હાથ દેખાડીઓ :     "જખ મારે તું જીભ
ગંગ માહારે મન્ય અલશીઉ     એ કાબલીઓ ઈભ ૬૦૩
અંમન્યું તું આવે અડો     અધકી દેખાડે આંચ
પાંખ ત્રોડાવું પલકમાં     ભાગી નંખાવું ચાચ ૬૦૪
હલ્યા મેહેણાં દે છે મુજને     ચીત નાંખે છે ચોટ
મરડી નંખાવું તાહરી     કાબલીઆ-પાસે કોટ" ૬૦૫
"જખ મારે છે તું જંખંણી     જો આવરદા હોએ
ઈસ્વર જો ઉગારસે     તો મારી ન શકે કોએ" ૬૦૬

માલ લીધો કૈં લાખનો     ઝવેર, જડાવનો જાંણુ
નવ સત સજીને સંચરી     અલપ-બુધી અજાંણુ ૬૦૭

કનક-પાંજરૂ કરે ધરૂં   પોપટ છે તે-માંહે
બીજે કર દીપક વડો   તરૂણી ચાલી ત્યાંહે ૬૦૮
રંમઝંમ કરતી રીઝતી   ઠંમઠંમ કરતી ઠાઠ
ડગમગ ગત્ય દેખાડતી   વીનતા વહી તે વાટ ૬૦૯
સરોવર પાલે સંચરી   મધ્યરાત્યન્તણો તાં મેલ
જાંગડીઆં બોલે જોખમાં   ખરી રમત્ય તાંહાં ખેલ ૬૧૦
આવી સભામાં ઉભી રહી   મંનમાં મોટી રીઝ
ધ્રખા-રતે જંમ આભમાં   ઝબક ઝબુકે વીજ ૬૧૧
કાલા-ઘેહેલા સહુ કર્યા   માર્યાં મોહનાં બાંણ
ભુરકી નાંખી ભોલવ્યા   પરવશ પડીઆ પ્રાંણ ૬૧૨

કાબલીએ દીઠી કાંમ્યની   ઉઠી બેઠો થાએ
"આવો આવો આવો" કહી   દીધાં પંચ પશાઅ ૬૧૩
"આ જે હાથી, ઘોડલા   આ રથ, ગરથ-ભંડાર
એ તે સરવે તાહરા   મોતી-કેરા હાર ૬૧૪
હું ચાકર તાહારો ચીંતની   સુઢો માહારી શાય્ય"
એમ કહી સુખ-મરકલે   હેતે ઝાલ્યો હાથ ૬૧૫
મુખ-આગલ મુકયો ડાબડો   મુખ-આગલ મુકયાં પાંન
મુખ-આગલ મુકયું પાંજરૂં   કરી નેને નીશાંન: ૬૧૬
"મારી નાખો એ સુઢને   તંન કરો એહેનો તાજ્ય
ખડભડ કાઢો એહની   તો રીઝે ભોગવો રાજ ૬૧૭
જો એ જાશે જીવતો   દાવો કરશે દીશ
તો મારૂં નાક વઢાવશે   તાહારુ છેદાવશે શીશ" ૬૧૮

કાબલીએ પોપટ કાઢીઓ   બોલ્યો મીઠા બોલ:
"કહો તે એહેને કીજીએ   તાહારૂ વધારૂં તોલ" ૬૧૯
બોલી તો શંમઝો નહી   પરમુલક પરદેશ
કાલો-ઘેલો થઈ ગઓ   દેખી વીનતાનો વેસ ૬૨૦

ચોપટ બોલ્યો પ્રીતથી    કાબલીઆ ભાશા-ભેદ :
"મુકી દો કેહે છે માંન્યની    વાચા વાંણી વેદ"    ૬૨૧
એહેવુ જાંણી ઉડાડીઓ    પ્રીછો નહી તે પાંણુ
જઈ બેઠો મોભારીએ    વદતો વદને વાંણુ :    ૬૨૨
"રેહે રંડા તે શાંશતી    તુ થવાએ એહેવી થાએ
કાલ્ય લાવું છું ગંગને    ઘંણુ વજાડુ ઘાએ    ૬૨૩
જવાએ તાંહાં સુધી જજયો    આજ કાલ્ય દશ દીશ
કાબલમાંથી કાપસું    એ દુશમંનનુ શીશ"    ૬૨૪
કામ્યની કેહે :"સુંણુ કાબલી    નાશી શકે તો નાશ
ચોપટ મુકયો જીવતો    મુકો જીવ્યાની આશ    ૬૨૫
એંશી હજાર અશવાર છે    એને મંન્ય એ આઠ
ગંગને મંન્ય સહુ ઘેલીઆ    ઠરાવ તાંહાં ઠાઠ"    ૬૨૬

## ચોપાઈ

એ વાત અહિંથી રહી    બે જણની શી ગત્ય થઈ
કુચ કરીને કાબલ ગઓ    પોહોતો ગાંમ તે સુખીઓ થઓ ૬૨૭
ચોકી મુકી ચારે દેશ    વીકટ વાટ વાસે જઈ વેશ
સુંદર સેહેર અનોપંમ હોએ    નાર કાબલ દેખી મંન મોહે ૬૨૮
કાબલ મોટુ નગ્ર શોહાએ    દરવાજા તેહેના દેવાએ
તેજ બીજ તરતીબ જ ઘણી    નગ્ર વીટી-માંહે જેહેવો મણી ૬૨૯
સાત માલ અટારી જાંહાં    તે તરૂણી ઉતારી તાંહાં
ખાએ-પીએ ને કરે ઘેઘાટ    ઓરતને મંન અત્ય ઉચાટ ૬૩૦
"આ આવ્યો, આ આવ્યો ગંગ"    એમ ભણકારા વાગે અંગે
કાબલીઓ તો સુએ નીત્ય સુખે    કાંમ્યની દલ દાઝે છે દુખે    ૬૩૧

ચોપટ તો પરવરીઓ પંથ    ચાતુર ચીંતા કરતો અંથ
ગંગ હતા મેન્યાપત-સાથ્ય    ચોપટ બેઠો જઈ જમણે હાથ્ય ૬૩૨

ગંગ કેહે : "મંને અચરત અડુ　આહાં આવવું તુજને કયેમ પડુ
ભલે ભલે આવ્યો તુ ભ્રાત　કોહો કાંએ ઘરનગરની વાત ૬૩૩
શકે કાંમ્યની નવ્ય લે નીર　શકે થાંમાનુ પડું શરીર
શકે અંન એણીએ તજ્યુ　ભાવ-થકી ભોજંન નવ ભજું" ૬૩૪

દાહરો

કેહે પોપટ સલક્ષણો　હેતથી બેઠો હાથ્ય:
"ઘરૂણી તંમારા ઘરન્તંણી　તે ગઈ સુબાને સાથ્ય ૬૩૫
કાંને સાંભલો કાબલી　સાંભલાં વાજાં સાર .
મધ્યરાત્યે મોજાં માંણતી　નીશરી ગઈ તે નાર" ૬૩૬

ઘણી રીશ ચઢી ગંગને :　"પોપટ પાપી પ્રૌઢ
ભુખ્યો રાખ્યો કે મારીએ　માટે બોલે ગુણ ગુઢ ૬૩૭
મહારા વ્રેહે-વીજોગથી　નવ રાંધે, નવ્ય ખાએ
શોક-સમુદ્રમાં સુંદરી　તો તાહારા ગુણ કોણ ગાએ ૬૩૮
નીકલી ગઈ કેહે નારને　નંદા કરે છે નેટ
ત્રુટે જીભ ન તાહારી　ફોડ તાહારૂ પેટ" ૬૩૯
પાંખની બાંધી ગાંઠડી　નવ પાઉ તેહેને નીર
તડકે નાંખ્યો તાપવા　સુકાંણુ તેહેનુ શરીર ૬૪૦
"નીંદા કરે નીજ નાર્યની　તેહેને મારૂ ઠાંમ્ય
જુઠા બોલ કેહે જીભથી　તે નહી તાહારૂ કાંમ" ૬૪૧

એક પોહોર કર્યો આકલો　મરવા જેહેવો થાએ
ઉછેર્યો પોતાના હાથનો　માટે આંણી મંન દઆઅ ૬૪૨
પાછો તેડ્યો પાંણુ પર　કુંકારો, પાઉ નીર
માથા-ઉપર કર ફેર્વ્યો　ધારંણ દીધી ધીર : ૬૪૩
"જીભ જુઠી જપીએ નહી　કોહો સાચી વીગત્ય વાત
નગર-લોક સહુ સુ કરે　શી છે તાંહાં વીક્ષાત ૬૪૪

મારા શંમ દેઉ તુજને ઈસ્વર-આંણુથી આપ
જથારથ જો નવ કોહો તો પ્રલે-કાલનુ પાપ" ૬૪૫
પોપટ કહે: "તું પંડીતો હું મુરખ અજાંણુ
ખબર કહું તુજને ખરી, તો તો પરહુ પ્રાંણુ ૬૪૬
તુ વેચાંણુ વીનતા-તણો નારી-ઉપર નેહ
કાએર કીધો કંથડા દૈવત ખોઉ દેહ" ૬૪૭
અથ - ઈતી માંડી કહી વીતક-કેરી વાત:
"કાબલ પોહોતી કાંમ્યની એ તો માહા ઉતપાત" ૬૪૮
સાંભલી પોતે સર્વથા ગંગને પ્રગટુ જ્ઞાન:
"શંભાચરીત્ર રમાડીઉ મેલ ઉતારૂ માંન" ૬૪૯
કોહોને વાત કહી નહી આપ થએો અશવાર
સુકને શંગે લેઈ સંચર્યો તે માંન્યનીનો ભરથાર ૬૫૦

કાબલ પોહોતો કોપમાં ચોકી ઠાંમો-ઠાંમ્ય
દીધા દરવાજા દેસના પેશી ન શકે કો નાંમ ૬૫૧
માલણને ઘેરે ઉતર્યો વાડી-મધે વેદ
વીતગ પોતાની વાતની ભ્રાંત ન રાખી ભેદ ૬૫૨
બેહેન કેહે: "સુણો બંધવા ચીત ઠેકાંણે રાખ
અંતરમાં અંતર રખે તેમાં સુરજ સાખ્ય" ૬૫૩
ધંન્ય ચાલ્યા સહું ધેનનાં ઉડી રજ અપાર
કાલીરોલી વેલા-વીખે પેઠો એ અશવાર ૬૫૪
માલણના મંદીર-વીખે રહો હરીને ઠાંમ
સાત દીવસ તે સાંમટા ગંગે નરખ્યુ ગાંમ ૬૫૫
નીસા-ચરચા નારીની મેડી, મેહેલ, અવાસ
ચસ્યા તેહની ચીત ધરી પુર પ્રવેશ રહો પાસ ૬૫૬
માંન્યની તે મેડ સુએ પરવાલીની પાટ
કાબલ ને એ કાંમ્યની હીચે હીંદોલાખાટ ૬૫૭

માઝંમ રાત્ય મધ્ય-મંણુ ધરી વીજલીઆં વહંત
ઘોર અંધારી ઘમઘમે રૂદયે ઠાંમ ન રહંત ૬૫૮
ઝંમઝમઝંમ ઝંમઝંમે તંમરા-કેરાં તેગ
ત્યંમ તંમતંમ તસ્કર-તણો વાધે બમણો વેગ ૬૫૯
ધરી ઢાલ્ય શીર-ઉપરે કરમાં ધરો કટાર
ગંગ ગોહ નાંખી ચઢો ઉચો આપ અટાર ૬૬૦
ઝરમર મેઉલો વરસતો ઘણા વાઉનો શોર હોએ
ચઢો નર ચીત દ્રઢ રખી નીજ નાંખીને ઘોઓ ૬૬૧
કરી મદીરા સુતો મોહોલમાં પોઢો પાપી પ્રોઢ
ઘણી ઘોર નીદ્રા-તણી ગુણ-હીણો તે ગુઢ ૬૬૨
બાર, બારીઓ, બારંણાં દીપક-જ્યોત્ય દશ-વીસ
ગંગે જઈ પકડો ચોટલો શાંમા-કેરૂ શીશ ૬૬૩
કટાર કરથી કાઢીઓ જાગી જુવતી તરત
દીઠો ગંગ ગુણવંતને માથે આવ્યું મરત ૬૬૪
"મુખથી બોલી માંન્યની તો મારૂં કટાર દશ-વીસ
આ પાપીને આજે કરૂં હવડાં બેદુ શીશ ૬૬૫
નહી તો મુકું જીવતી કહું કરે એક કાંમ
લેખ કરો આ માલીએ અંમ્યો જાઉ છું ગાંમ ૬૬૬
અફેંણ ખવરાવતી મુજને જીભ-વડે જરૂર
તંમ ખવરાવે એક વાર તું પ્રીત્ય ઘણેથી પુર ૬૬૭
આવ્યો છું એટલા-થકી નારી તંમ-સું નેહ
શંમ-સહીત સાચું કહું મુકુ જીવતા બેહ" ૬૬૮
વીનતાએ મંન્ય વીચારીઉ: "એ અફેંણી અમલજ ખાએ
કાઢી મેહેલ એહેને કીંકરો તો ભવની ભાવઠ જાએ" ૬૬૯
અમલ ધરૂ જીભ-ઉપરે: "લો ગગ એ ખાઓ
કાબલ જાગશે તો કોપસે જરૂર અહાંથી જાઓ" ૬૭૦
જીભ કાઢતી પ્રેમદા તે વેલા પકડી તરત:
"શાશ કાઢે જો સુંદરી તો તો તાહારૂ મરત" ૬૭૧

| | | |
|---|---|---|
| અંતરીખ ઉપાડી ઉતર્યો | પકડી જીભ એક પાંણ | |
| કર બીજે કટારડી | વદે નહીં તો વાંણ | ૬૭૨ |
| આવી અશ્વ-ઉપર ચઢો | ખેડો કર કેકાંણ | |
| પોલે જઈ પ્રતીહારના | પ્રાજે કીધા પ્રાંણ | ૬૭૩ |
| પુઠે બાંધી પદ્મની | પરવરીઓ પરધાંન | |
| બુંબ પડી સહુ નગ્રમાં | મોહુ સહુંનું માંન | ૬૭૪ |
| પોપટ લીધો પાંણ-પર | ચાલો ચતુરા લેઇ | |
| અશ્વ પરેરો પાઠવ્યો | ગઓ મુછે તાઓ જ દેઈ | ૬૭૫ |
| ઘડીઆ જયોજન ઘોડલે | ગુણવંતો બેઠો ગંગ | |
| તોએ ન ટો આવી મલે | રૂડો કીધો રંગ | ૬૭૬ |
| કાબલ જાગ્યો ક્રોધ-સું | અરેપરે અથડાએ | |
| સેજે ન દીઠી સુંદરી | તાંહાં સ્યો ઘાટ ઘડાએ | ૬૭૭ |
| મંનવેગી મોહોકંમ અસ્વ-પર | થઓ આપ અશવાર | |
| પલાંણ-પીહાંણો પરવયે | ક્ષણ ન લાગી ,વાર | ૬૭૮ |
| લશકર તો લેખાવનું | પાછલ સહું પલાએ | |
| આપોપે એ એકલો | ધીર ધરંતો ધાએ | ૬૭૯ |
| નીશાંણ નાંખે નારી તાંહાં | ત્રોડી નાંખે હાર | |
| હેઠી અસ્વથી ઉતરે | વેદ લગાડે વાર | ૬૮૦ |
| સવા પોહોર દીવસ ચઢો | આવું સરોવર એક | |
| ગંગ અસ્વથી ઉતર્યો | કરવા નાહાવંણ નેક | ૬૮૧ |
| એટલે કાબલ આવીઓ | કરડતો મુખ ને દંત | |
| પ્રલેકાલ-પાવક-જમો | અતલીબલ અંનંત | ૬૮૨ |
| વલગો આવી ગંગને | દેતો મોહોકંમ માર | |
| લથોબથી બે આવીઆ | પ્રૌઢ કરંતા પ્રહાર | ૬૮૩ |
| જાંણે મેઘલ હાથીઆ | પકડી લે ચોગાંન | |
| માહા મોહોટા મલ પ્રાક્રંમી | તેનું લાગું તાન | ૬૮૪ |

મારે એક-એકને મુકીઓ    લથબથ લાતો-ઘાત
એક-એક-ઉપર આથડે    કરે ઘંણેરી વાત    ૬૮૫
તરુવાર, તીર, તરક્સ નહી    નહી એકે હથીઆર
ખબર ન રહી ગંગને    કમરે હતી કટાર    ૬૮૬
શથલ કર્યો તે સુરને    લાએક પુરશ લંક
પ્રધાંન દેહે પાતલો    અસુર અતલીબલ અંક    ૬૮૭
હુંશ-નાએક હેઠો પડો    ઉપર બેઠો એહ
આઘો-પાછો થાએ નહી    પરવત-જેહેવો દેહ    ૬૮૮

કાબલ-પ્રત્યે કાંમ્યની    વીપરીત બોલી વાત :
"ગંગને કમરે કટારીઓ    કર્ય કર્ય રે ! તુ ઘાત"    ૬૮૯
"સું સુ" કહી તે શઠ રહો    સંમઝો નહી તે બોલ
ગંગે તે તો સાંભલુ    તરૂણી-કેરૂ તોલ    ૬૯૦
"શાબાસ રે માહારી સુંદરી    તેં ભલી બતાવી વાત
એ સું શંમઝે મુરખો    તુ જોજે માહારા હાથ    ૬૯૧
ખાધુ-પીધુ માહરૂ    તે ઓશીંગલ કીધ
એને કહું તે મેં લહૂં    રૂડી શીક્ષા દીધ"    ૬૯૨
કટાર કમરથી કર ગ્રહી    ઘરંણ પડે તે ધીશ
ચતુરે ચાપી ચંડાલને    દાવેથી દશ-વીસ    ૬૯૩
હર્યો હંસ હરાંમીના    મેલ પમાડો મરત
કલ-વીકલ કરી નીકલ્યો    તે હેઠલથી તરત    ૬૯૪

નારી નાઠી તાંહાં થકી    ઝંપાવ્યુ જલ-માંહાંય
પડો ગંગ તે-ઉપરે    બલ કરી ઝાલી બાંહ    ૬૯૫
કાઢી નીરથી કામ્યની    હોડે બાધા હાથ
પીહર પોતાને શાશરે    શાંમા તેડી સાથ    ૬૯૬
સાસુ, શાલક, શાશરો    પ્રીતે પડીઆં પાગ્ય
ખાંન, પાંન, ભક્ષ, ભોજનો    જુવતી આપી જાગ્ય    ૬૯૭

ખાંડ-તંણી ખેલા કરી    નાહાવંણ-કારંણ નીર
વાંસો ચોલવા વીનતા ગઈ    સુધ કરવા શરીર ૬૯૮
ગંગ કેહે: "રે! ગોરડી    નથી કહી કોહોને વાત
અભડાવે મુજ-અંગને    તો તો કરસું ઘાત" ૬૯૯
ભોજંન કીધાં ભાવ-સું    સુતો જઈ તે સેજ
સમીપે આવી તાંહાં સુંદરી    હરદે કરવા હેજ ૭૦૦
ચોટલે ઝાલી ચીંતની    વરવું બોલ્યો વાક્ય
"પાંચ આંગળ પુરા ભરી    કેહે તો છેદુ નાક ૭૦૧
જા મુકુ છું જીવતી    વેર તજુ છું વાંક"
નાક-ઉપર નીશ્ચે કરો    કાજલ-કેરો આંક ૭૦૨
પ્રાતશકાલે પરવર્યો    પ્રધાન પોતાને પંથ

તાત ભ્રાત તરુણી-તણાં    તેણે વીચારૂ ચંત : ૭૦૩
"નીરમલ એનો નાવલો    નીચ-જાત્ય એ નાર્ય
આપણે ઘેર એ રેહે નહી"    વીચારૂં વારંવાર ૭૦૪
"ગરુઆ છો તંમો ગંગ ગુણ    અંગ્યો પ્રીછા સંઘલી પેર
તેડી જાઓ તંમો તારૂણી    નહી રાખુ માહારે ઘેર" ૭૦૫
ગંગ કેહે: "ઘેલા તંમ્યો    એ કાંમ આ ભવે નહી થાએ
ખાધા-કેડે ખેચ્ય કરે    તે કોએ ચીત નવ ચાહાય" ૭૦૬
પીતા કેહે: "પ્રધાંન સુંણો    બીજી પરણાવુ બાલ
પ્રથવી આપુ પછાઅતે    ઉપર આપુ માલ" ૭૦૭
વજીર કેહે: "વીનતા તાહરી    ન આવેમાહારે અરથ
એક તેહેવી બીજી જણી    વીખાંણ કરે તે વ્યરથ ૭૦૮
વાવી એક કડુવી તુંબડી    ઉતરે તુંબ હજાર
એક-એકથી કડુવું અધીક    અપરંમપાર અપાર" ૭૦૯

સસરે હેવું સાંભલું    ચડી ઘણેરી રીશ
પોતાની પુત્રી-તણું    સત્વર છેદુ શીશ ૭૧૦

"ફટ ફટ" કહું "રે પાપીઆ" પ્રધાને કહું બહુ ઘેર :
"એહેવુ જાંણુત તો હું રાખતો ગોલી કરીને ઘેર" ૭૧૧
મંદીર આવ્યો મલપતો પરધાંન પોતે તરત
પ્રેમદા બીજી પરણો નહી વચંન પાલીઉ વરત' ૭૧૨

પંડીત કેહે 'સુણો પ્રેમદા' (મેહંના સમજે મંન-માંહે)
'ગંગની નવ્ય થઈ ગોરડી તો ઓપમા શી કેહે આંહ ૭૧૩
ગંગ-સરીખો ગુણનીધી સુરા-માંહે સુર
તે-સરખાની નવ્ય થઈ નારીએ ખોઉ નુર ૭૧૪
એ બચારો વાંણીઓ પ્રધાંન-તણો એ પુત્ર
મારી નંખાવેશ માન્યની કાં ભાગે ઘરસુત્ર' ૭૧૫

ચોપાઈ

[illegible]વીનતા કેહે: 'સ.ભલ રે! વાંણુ તંમ્યો બેઉ છો ચતુર-સુજાંણુ
ફરી-ફરી દેખાડો શાખ્ય એહેવી હું જાણું છું લાખ ૭૧૬
કબુલ મારા મંનમાં કર્યો ભવો-ભવ્ય એ તો મેં વર્યો ૭૧૭

દોહરો

તમો શીખાંમંણ સો દીઓ પણુ એ તલે નહી તેલ
આ અવતાર બીજો વરૂં તે મલે નહી મેલ ૭૧૮
લાખ કરોડ વશ કહુ અધીક સંમથા આપ
સ્ત્રી-હત્યા જે માહરી તે તંમ બેને શીર પાપ' ૭૧૯
કટાર કર-ગ્રહે લીઓ સંમર્યા શીતાપત રામ
મંનસા, વાચા, કરમણાં કરવા માહું કાંમ ૭૨૦

વંણીક ને વીપ્રે વીચારીઉ: 'આઝી એ જંજાલ
ના કહીએ એ નારને તો સહુના ખુટા કાલ ૭૨૧
આગલ હનાર જેવું હશે તેહેવું થાસે તરત
એહે શંમો જો ચુકીએ તો માન્યની પામે મરત ૭૨૨

અવશર ગઓ અ વે નહી    વીમાંશણુ થાઓ વેદ,
પરણો એહેને પ્રીતથી    ; ભ્રાંત ન રાખો ભેદ'    ૭૨

શીવા લખીત સુંભ લગ્નથી    મહૂરત લાખીણું લીધ
હાથ-મેલાપક હેતથી    ગ્રાંધ્રવ-વીવા કીધ    ૭૨
વેદ-મંત્રની વીધથી    મંગલ-વરતાં ચાર
માંહાંરૂ કીધું મલપતું    આરોગાં કંસાર    ૭૨
ગોત્રજની પુજા કરી    પેહેરી પછે વરમાલ
મીંડલ છેડા-માંડણાં    કીધુ ઝાક-ઝમાલ    ૭૨
નર-નારી નીશાલમા    પરણ્યાં પ્રીતની પેર
રાંણી ગઈ રંગ-મોહોલમાં    વણીક આવ્યો નીજ ઘેર    ૭૨૭
વણીક વપુએ ઘટી ગઓ    તરૂણીનુ વાધું તેજ
નઘરો શભાવ એ નારનો    હૈઇડા-માંહે હેજ    ૭૨૮

ચોપાઈ

પંડીત બેઠો રાજાને પાશ    હેત ઘણેથી કીધુ હાસ:
'બાઈમાં છે બોહો ગુણુ, બુધ    સુભ, સલક્ષણી, સાચી સુધ    ૭૨૯
અકલ-થકી ઓલખ્યાંઆ અંગ્યો    રૂડે ઠાંમ્ય પરણાવો તંગ્યો
ચતુરા ચૌદે વીદ્યા ભણી    કલા બોહોતેરથી છે ઘણી    ૭૩૦
અજર એ વાતે નવ્ય કીજીએ    કંન્યાદાન વેગે દીજીએ
મંન ઉઠુ અંમારૂ આજ    વીદાય કરો સુજને મહારાજ    ૭૩૧
અરભક વાટ જુવે માહરી    તે આશા રાખે તાહરી' .
'વીપ્ર સાભલો માહારી વાત    દીપોછવી-કેરા દીન શાત .    ૭૩૨
ત્યાહાર પછી જાજ્યોજી ઘેર    પરથમ કરસું તંમારી પેર'
અમૃત-જેહેવા બોલ્યા બોલ    રાખ્યો વીપ્ર દેઈને કોલ    ૭૩૩

' તનઆ-પાસે આવ્યો તાત    વીનતી-માહી કહી એક વાત
રાંમા-કેરૂં દીઠુ રૂપ    હરખો ભાગ્યશાલી ભુપ    ૭૩૪
કુઅરી-સાથે વાતો કરે    ગુણુ, લક્ષણુ જોઈ મંન ઠરે:    ૭૩૫

### દોહરો

'કહે તો તાહરો વીહીવા કરૂ  જાંહાં લખો વીધાતા-લેખ
ટાળી તો ટળતી નથી  રૂડી કે ભુંડી રેખ  ૭૩૬
કેહે તો સ્વઅંબર રચું  મંન ગમે તે માંણ
કેહે તો શંણગારૂં હસ્તણી  ખરી અંમ્રત-રસ-ખાંણ  ૭૩૭
ત્રણ્યે વાતો તોલો તંમ્યો  જે મંન ઇછા હોએ
કુઅરી તુજને જે ગમે  તે ના કેહે નહી કોએ'  ૭૩૮
નારી નીચું જોઈ રહી  ફરી ન ઉતર દીધ
લોપાંણી લજ્જા-વીખે  શરમાંણુ મુખ કીધ  ૭૩૯

રાજા રાજશભા ગયો  પડી જે વારે રાત્ય
પોતાની રાંણી-કને  વીસ્તારી કહી વાત:  ૭૪૦
'કુઅરીને કહી વારતા  તોલ બતાવ્યા ત્રંણ્ય
ઉતર તો આપ્યો નહી  કર્થંન શાંભલુ કરણ્ય  ૭૪૧
પુછો પાર લીઓ તમ્યો  માંણુ તેહેનો મરંમ
કુઅરી કેહે તે કીજીએ  ફલશે એહેનુ કરંમ'  ૭૪૨

માંન્યની-કને માતા ગઇ  જઈ બેઠા એકાંત
અરસપરસ વીતગ-તંણી  ભાગી મનની ભ્રાંત્ય  ૭૪૩
વાત કરતાં વીનોદમા  મુખથી બોલ્યાં માત:
'કુઅરી કાલ્યે તમ કને  આવ્યા'તા તંમ તાત  ૭૪૪
ત્રણ્ય વાત પુછી તુને  તેમા રૂડુ જાંણો રાંમ
તે વચંન લોપુ નહી  કરીએ રૂડું કામ'  ૭૪૫
માંન્યની કેહે: 'સુણ્ય માવડી  બોલે મેહેલુ શીશ
જો કોહો તો સાચું કહુ  તુજ મુજ માહે ઈશ  ૭૪૬
ચંદ્ર, સુરજ બે સાખીઆ  રૂડો વચ્ચમા રામ
શમ ખાઓ તો સાચું કહુ  જેહ કરૂ મેં કાંમ'  ૭૪૭

પ્રતિજ્ઞા કરી પ્રેમદા — જે પોતાની માત
કથા કહી તે કુઅરીએ — વીસ્તારીને વાતઃ ૭૪૮
'પ્રધાનસુત પરણ્યાં અંમ્યો — પુરણ વાધી પ્રીત
એ સાચુ બોલ્યાં અંમ્યો — રાખ્ય ગંમે તે રીત ૭૪૯
મંનસા, વાચા, કરમણા — સાત જન્મનો સ્વાંમ્ય
અણપુછ્યું અમ્યો આચરૂં — એ કંથ ને હું કાંમ્ય ૭૫૦
એમાં વાંક એહનો નથી — એણે ના કહી અનેક
જેરાવર જુવતીએ કરૂં — ન ચાલ્યે કીધુ નેક ૭૫૧
ગોપ્ય રાખ્યુ છે મે ઘણુ — નથી જાણતુ કોએ
તંમ આગલ પ્રગટ કરૂ — જે હોનાર હોએ તે હોએ' ૭૫૨

વણબોલી રહી માવડી — એકે ન સુઝી વાતઃ
'અણઘટતું તે આચરૂં — અધીક કરો ઉતપાત ૭૫૩
હું તો મંન સાંખી રહું — પણ જાંણશે તાહારો બાપ
વણવાંકે તેહેને મારશે — એસે મોટુ પાપ ૭૫૪
કારકુનનો ડીકરો — રહીઅત જાત્યે રંક
કુઅરી તેહને કંથ કહે — વંઠો તારો વાંક ૭૫૫
ફટ અજાણ, અભાગણી — મુરખની સરદાર
લેઈ દીપક કુએ પડી — ઘેલી તુંએ ગંમાર ૭૫૬
તાહારા કરમમાં જે હતું — તે થઉ તુંજ કાંમ
આવરદા આવી રહો — મારી નીશ્ચે હાંમ્ય ૭૫૭
નાશી જાઓ નીશાન્યીખે — જ્યેમ ન જાંણે કોએ
તો જીવ તંમારા ઉગરે — મંન વીચારી જોએ ૭૫૮
તેં માઠુ કીધું માંન્યની — તે મુરખ કીધુ મંન
વણવાંકે મરાવસો — વજીરતંણો જે તંન ૭૫૯

કવીત-છપે

જીવે જો નીરધંન, કોએક દીન ધંન જ પાંમે
જીવે જો દુખીઓ દેહ, કોએક દીન વેદના વામે

જીવે જો વંઝાએ, કોએક દીન પ્રગટે પુત્ર
જીવે જો કો રંક, થાએ કોએક દીન ઘરસુત્ર
સુવાં-કેડે કાંએ નવ્ય મલે, હવડાં તો ટાલો કરે
સાંમલ કેહે, જ્ઞાંન રૂદે ધરો, કોએક દીન ઇસ્વર મલે' ૭૬૦

### દોહરો

| | | |
|---|---|---|
| માંન્યની કેહે: 'માતા સુંણો | મલે ન એકે મેલ | |
| પીલે વણીકનાં છોકરાં | કાઢે તાતનુ તેલ | ૭૬૧ |
| કો મારો વાંક કાઢે નહી | કાહાઢે એહેનો વાંક | |
| વંશ કાઢે વણીકનો | રંજાડે બચારાં રાંક | ૭૬૨ |
| પીતા માહારાને તંમો પ્રીછવો | જયેમ ત્યંમ ચઢે નહી રીસ | |
| તે કરતાં જેવુ ઘટે | જે કરસે જુગદીશ | ૭૬૩ |
| ટાલનાર કોએ નથી | સુખ, દુખ, હાણ્ય કે વધ | |
| નાઠે કો જીવે નહી | મેલ ન મુકે પ્રત' | ૭૬૪ |
| માતા ગઈ તેહેના પીતા-કંને | જુગતે જોડા હાથ | |
| દીનપણે થઈ દાંમણી | બોલી સ્વાંમીને સાથ્ય | ૭૬૫ |
| કુઅરીએ કહું તે કહું: | 'રચો સાથ વીપરીત | |
| પુત્ર મદંન પ્રધાંનનો | તે પરણુંની પ્રીત | ૭૬૬ |
| જો ઇછા-વર આપો મુને | એ વરને પરણાવ્ય | |
| કોહોડ પોહોચાડો કુઅરીન્ત | લાખ્યેણાં લાડ લડાવ્ય | ૭૬૭ |
| બીજો પુરસ પ્રથવી-વીખે | એહેને તાત ને ભ્રાત | |
| પ્રતીજ્ઞા કરી પુત્રીએ | વીપરીત થઇ છે વાત' | ૭૬૮ |
| રાજા તો રીસે થઓ | કોપ્યો કતાંત, કાલ: | |
| 'એ ત્રંણે દેઉ સુલીએ | પંડીત, પુત્રી ને બાલ' | ૭૬૯ |
| કીધું કાંમ કબુધ્યનું | વણપુછે એ વાંક | |
| મારૂં નીસ્ચે એહેને | હું રાજા એ રાંક' | ૭૭૦ |

પકડી મગાવ્યો પુત્રને  ક્ષણ ન લાગી વાર
એકાંતે જઈ ઉભો કર્યો  પુછી લીધી પાર  ૭૭૧
મુલ-થકી માંડી કહી  શંમન્દવાઈન્રીતઃ
'જોરાવરીથી મુજને વરી  પુરંણ આંણી પ્રીત'  ૭૭૨
વચંન તાંહાં વીનતાન્તણાં  લખી રાખ્યો'તો લેખ
મહીપત્યના મુખ-આગલ મુકીઆં  નહી તેમાં મીન ને મેખ  ૭૭૩
સીક્ષા વાતો ચારની  કહાં'તાં કુઅરીએ કેહેણ
કર જોડી સરવે કહાં  વદાં હતાં જે વેણ  ૭૭૪

વલતો તેડો વીપ્રને  વીવેકે પુછી વાત:
'કયેમ પરદો તેં ખોલીઓ  કીધો અતી ઉતપાત  ૭૭૫
માંન્યનીનુ મુખ નીરખીઉ  કુડુ કીધું કાંમ
સુરજ, ચંદ્ર હતા સાખીઆ  તે કયંમ લાગ્યા સંમ'  ૭૭૬
પંડીત કેહે: 'પ્રીથવીપતી  તોલો વાંક એક દીસ
કુડુ બોલું, કાપજ્યો  યો વઢાવ્યે શીશ'  ૭૭૭
આદ-અંત, અથ-ઇતી  બાબત્ય બોલ્યો બોલ:
'જુગદીસ-આંણુ જુઠુ વદે  તોલ ગંમે તે તોલ  ૭૭૮
કટાર મારવા માંડીઓ  પુત્રી તારીએ પેટ
અધરંમ અંમ્યો આચરૂં  નરપત જોજ્યો નેટ'  ૭૭૯

પછે તેડી પુત્રીને  અદકી દીધી આંચ:
'સુલીએ દેઉ સવંને  જો નવ્ય બોલે સાચ'  ૭૮૦
પીતા-પ્રત્યે પુત્રી કહે:  'કરૂ કુડ-કપટનું કાજ
તે સરવે માંનું અમ્યો  લોપીને તુજ લાજ  ૭૮૧
લેખુ ગણતાં લક્ષણ લહુ  જુઠાં પડીઆં એ તેહ
પ્રધાન-સુત તે પ્રીછવ્યાં  નસ્સુ પ્રગટો નેહ  ૭૮૨
જોરાવરી કરી મે જુગતે  પરણ્યો રૂડી પેર
બલ-હીણો એ બાપડો  ગઓ પીતાને ઘેર  ૭૮૩

તાર પછી દીઠો નથી નથી જોડી બે દૃષ્ટ
બલ કરી એ બેહુને પકડી દીધું કષ્ટ ૭૮૪
ગંમે તો દો સુદ્રીએ ગંમે તો એ પરણાવ્ય
ઉગારો જીવ ત્રંણેત્તંણા ગુણ રૂડો ગણાવ્ય' ૭૮૫

પછે પ્રધાંનને તેડીઓ પુછી વીપરીત વાત:
'માહારી કુઅરી, તાહારો કુંવર અત્ય કીધો ઉતપાત ૭૮૬
લજ્યા લોપી માહરી તાહારી લોપી આંણ
ઘટે ત એહેને કરો વદો વદનેથી વાણ' ૭૮૭
પ્રધાંન બોલી નવ્ય શકયો કર દીધા બે કરંમ:
'રાઅ, ગંમે તેહેવું કરો શરે વાત શી સરમ ૭૮૮
અંન્યા અંમને નવ પુછયો પુછો પોતાનો પંડ
જેહવો ઘટે તેહવો કરો દ્યો તે તેહવો દંડ ૭૮૯
વાંક નહી એ વીપ્રનો કદાચ પડો હોએ વાંક
તોએ વીપ્ર હણવો નહી એ તો આડે આંક ૭૯૦

કવીત-છપે

વીપ્ર હણે જો તાત, વીપ્ર હણે જો નારી
વીપ્ર લુટે ભંડાર, વીપ્ર જોરાવર જારી
વીપ્ર હણે જો પુત્ર, વીપ્ર વણવાંકે રૂઠે
વીપ્ર જો ચુગલી ખાએ, વીપ્ર જો લખ્મી લુટે
વીશ ક્રોડ વાંક હોએ વીપ્રનો, તો દેશવટો દીજીએ
સાંમલ, શાખ સાહાસ્ત્રંતંણી, પ્રાંણત્યાગ ન કીજીએ ૭૯૧
સ્રીના વાંક શત સહસ્ર, તોએ તેહેને નવ હંણવી
ડાહાપણ દશ હજાર, તોએ મુરખમાં ગણવી
શતી-શીરોમંણ શીધ, તોય જસ-હીણી ઝારી
ઉછરે અટકે હેતે, કોએ દંન નાખે મારી
નારી-અવગુણ ગણવો નહી, ચતુરાં કેહેવી ચુંકવી
શાંમલ કેહે, સ્રી હંણવી નહી, માન્યની જીવતી મુકવી ૭૯૨

### દોહરો

વાંક તો માહારા પુત્રનો ઘો ગમે તે દંડ
સુધીએ દો કે શીસ્તંણા કરો કટકા શત-ખંડ ૭૯૩
બ્રાહ્મણ ભુંડો કહીએ નહી બ્રાહ્મણ નોહે લંડ
બ્રાહ્મણને નવ હુટીએ બ્રાહ્મણને ન દેઇએ ડંડ ૭૯૪
અીનો તો સભાવ છે રૂડી, ભુંડી રીત
પુરંણ થાએ પર-પુરશથી કરે પરંણે પ્રીત ૭૯૫
વાંક ઘણો વાંણીઆ-તંણો જે વીચારે નહી વાત
શો વશા ઘો સુધીએ એણે કીધો માહા ઉતપાત ૭૯૬

### છપો

વરજો તે વંણીક, જે આકરૂ બોલે
વરજો તે વંણીક, જે પર-પટંતર ખોલે
વરજો તે વંણીક, જે ઉતાવલો થાએ
વરજો તે વંણીક, જે વીનતાને વાંહે
વરજો તે વંણીકને, જે કોએ રાવલે જાંણીઓ
શાંમલ કેહે, અનીઘા આચરે, વેચ્ય પરો તે વાંણીઓ ૭૯૭
વંણીક તેહેનુ નામ, જે જુઠુ નવ્ય બોલે
વણીક તેહેનુ નામ, તોલ ઓછુ નવ તોલે
વંણીક તો તેહેનુ નાંમ, જે કોએ બોલું પાલે
વંણીક તેહેનુ નાંમ, જે બ્યાજ-શહીતે વાલે
વીવેકી નાંમ એ વંણીકનું, સુલતાંન-તોલ એ શાહો છે
વેહેવાર ચુકે જો વાંણીઓ, તે દુખ દેવા દાઓ છે ૭૯૮
વંણીકમાં ગુણ વીશ, રીશ અડે નહી અંગે
ચોરી, ચાડી, જર, જુડ, અહંકાર આવે નહી સગે
અધરંમ, અન્યાએ, અભીમાંન, ગાંન કે તાંન ન ગણે
નંઘા નીચ સભાવ, ભુંડુ કોનુ નવ્ય ભણે

ગાલો કોએક દે ધણી, તો પાછી વાલી નવ્ય જાંણીઓ
પુઠ ન બોલે પારકી, વેવાર પાલે તે વાંણીઓ ' ૭૯૯

દોહરો

તેહેવાં વચંન વંણીકે કહાં તેહ પુત્રનો તાત
રીઝ્યા રાએ રૂદઆન્વીખે વેહેવાર શંભલાવી વાંત ૮૦૦

કવીત-છપે

સાચુ બોલે ચોર, તો તે બંધનથી છુટે
સાચું બોલે જો ગાર, રાજા તે ઉપર નવ્ય રૂઠે
સાચું બોલે જો લંડ, ડંડ તેહેને નવ દેવો
સાચુ બોલે જે ધંનવંત, નામ તેહેનો નવ્ય લેવો
સાચાને સુખ તો દુકડુ, સાચાનો સુરજ સાખીઓ,
શાંમલ, સાચો સલક્ષણો, ભુપત એ તો ભાંખીઓ ૮૦૧

ચોપાઇ

વીપ્રને કોડી નવ દીધ પાસે હતુ તે મુચી લીધ્ય
'વીપ્ર તાહારો મોહોટો વાંક અણઘટતુ કીધુ આડે આંક ૮૦૨
બીજો હોએ તો મારુ ઠાંમ મુકુ જીવતો જા તું ગામ' ૮૦૩

દોહરો

રૂપી કેહે : 'રાજા સુંણો મેં કીધુ રૂડુ કાજ્ય
એ જ્યમ તારી દીકરી એથી રેસે લાજ ૮૦૪
પ્રથવીપત્ય એ તો થસે અજીત કેહેવાશે આપ
છકોતર સત તારસે એનાં પુન્યપ્રતાપ ૮૦૫

કવીત-છપે

જેહેને ઝાઝાં માંન, તેહ પંણ ભીક્ષા માગે
જેહેને ઝાઝાં માંન, નીચને પાએ લાગે

જેહેને આઝાં માંન, નીર્ધન થઈ તે હંડાએ
ઝાઝા મુહુરત જોસ, ઝાંમા તે તરત રંડાએ
ત્રંબુનો મેર ઇશ્વિર કરે, અહંકાર તેના સા આણવા
ઝાઝી જે વીઘા ભણ્યા, તે તો દરીદ્ર જાણવા ૮૦૬
જેહે બેઠા સુખપાલ, તે દીઠા કાશદી કરતા
જેહેની ગાંઠે લક્ષ-કોડ, તે દીઠા ભીક્ષામાં ફરતા
જેહેને પુત્ર છે પાંચ, તે તો પંડ નવ્ય પામે
જેહેની ફરતી આંણ, તેહેના દુખીઆ દીન વાંમે
સુબેદાર-ઘેર સાહબી, તે કોડી-કોડી કરતાં ફરા
સાંમલ કેહે, થાંણા સમજજો, અહંકાર તેનાં તો નવ્ય કરા ૮૦૭
વ્યાઘ્ર-સાથે વઢંત, તે દીઠા વેંગળી
જર-આઉ ઝીલંત, ઝોળી ફરમાં લેઈ માગી
સુરા સીર-સરદાર, કાએર-કીંકર થઈ નાઠા
સદાવ્રત દેનાર, માંન માગે થઈ માઠા
જોબંનવંત નરનારીઓ, તે દીઠા ડામા-ડાસીઓ
સાંમલ કેહે, ફરતી છાંહડી, તે જોસ ન જોસો જોસીઓ ૮૦૮
કનક થાએ કથીર, કથીર કનક જ થાએ
અકરમી થાએ અમીર, અમીર અકરમી-જયો હોએ
દાસી રાંણી થાએ, રાણી દાવડીએ દાસી
સતવાદી કરે ખુંન્ય, ખુની કે જાએ કાશી
એમ એક ફરતી છાંઅડી, અહંકાર તો નવ્ય આણીએ
સતોક રાખે મંન-વીખે, પરમેશ્વર-પ્રીત પ્રમાંણીએ' ૮૦૯

દોહરો

રાજા મંનમાં રીઝીઓ સુણી વીપ્ર-વચંન
કાંએક કોપ મંન છાંડીઓ માંન તજીને મંન: ૮૧૦
'જરૂર મુકુ છુ જીવતા ત્રંબુ જણને તરત
નહી તો તમ ત્રંબુ-તંણું મેલ લખું'તું મૃત ૮૧૧

મોહુ નવ્ય દેખાડસો જાઓ ગમે તે ત્યાંહે
રેહેસો-માં તમો રોખમાં માહારી અવનીમાંહે' ૮૧૨

કવીત–છપે

'છંછેરો હોએ નાગ, તે પણ વસ નવ થાએ
વકરો જઈને વાઘ, તે ઝાલ્યો નવ્ય જાએ
વીંનતા વંઠી જયેહ, તે પણ ઠામ ન આવે
થઓ જુઠો જે જંન, તે કુડો નવ કાહાવે
રાજા રીસે રૂઠીઓ, તસ્ત ક્રોધ તો નવ સંમે
હવડાં કોહો તે કીજીએ, જો ઈશ્વરને સું ગમે' ૮૧૩

દોહરો

પીતા કેહે છે પુત્રને: 'હવડાં છે એવો દાવો
રૂઠો છે તંમ સઆજી જાંહાં જવાઅ તાંહાં જાઓ ૮૧૪

કવીત–છપે

જીવે તેને જોખ, રંક તો રાજા થાયે
જીવે તેને જોખ, નીચ જંન ગગા નાહાએ
જીવે તેને જોખ, રોગી જંન થાએ માતો
જીવે તેહેને જોખ, ગુણી જંન થાએ ગાતો
જીવે તેહેને જોખ છે, વેદના સઘલી વાંમસે
શાંમલ કેહે, સું કહું તુને, જીવતો નર ભદર પાંમસે ૮૧૫

દુહો

ઉજડ ખેડાં ફર વસે નીરધંનીઆં ધંન હોંએ
ગઆં જોબન આવે નહી મુવા ન જીવે કોએ ૮૧૬
સંપત્ય ગઈ તે શંપજે ગઆ વલે છે વાંહાણ
ગઓ અવશર આવે નહી ગઆ ન આવે પ્રાંણ ૮૧૭

કવીત–છપે

વંઝા જનમે છે પુત્ર, મુરખ પંણ કવીતા થાએ
નેઠ ભરીએ નવાંણ, દરીદ્ર-સીર છત્ર ધસએ
વલે કો દીવસે વેર, ઝેર વલે જરૂરી
ગુણકા થાએ ગુણવંત, શતીપણામા સુરી
અનેક હેવા થવા હસે, સાખ સાહાત્ર છે સહી
સાંમલ કહે, કહું કોડ વરાં, ગઓ જીવ આવે નહી ૮૧૮
જીવે તે પાંમે રાજ, જીવે તે પાંમે નારી
જીવે તે બેસે અસ્વ, જીવે તે થાએ વેપારી
જીવે તે કસ્સે જગંન, જીવે તે ગંગા નાહે
જીવે તે પેહેરે નંગ, જીવે તે લાંહાંણાં લાહે
જીવે તેને સરવે મલે, વીજોગ સંજોગે થાએ છે
મુવા કોએ દેખે નહી, સાંમલભટ ગુણ ગાએ છે' ૮૧૯

દોહરો

| | | |
|---|---|---|
| અમુલખ અસ્વ એક સજ કર્યો | હુશીલાં હથીઆર | |
| આભુખણ અંગે ઓપીતાં | થઓ આપ અસવાર | ૮૨૦ |
| માતા-પીતાએ આગના | તેને આપી તત્ત: | |
| 'જે થઉ તે રૂડુ થઉ | માથેથી ઉતરૂ ભત્ત' | ૮૨૧ |
| તે જુવતીએ જાણીઉ | પીઉ ચાલે છે પંથ | |
| કાંમ્યની આવી કલપતી | જાહાં પોતાનો કંથ: | ૮૨૨ |
| 'ગુણ સ્વાંમી સલક્ષણા | દેવરૂપ તુજ દેહ | |
| પરણ્યો તું મુને પ્રીતથી | નીશ્ચે પ્રગટ્યો નેહ | ૮૨૩ |
| તુ પરણો મુને બીકથી | મેં કવ્વા માંડી વાત | |
| ત્યાં એક વીપ્ર છે સાખીઓ | ને'તાં માત ને તાત | ૮૨૪ |
| તે વો તારે આગલ રહું | આ હું ને આ કટાર | |
| સ્ત્રી-હત્યા તો લાગસે | પાપસે અપરંપાર | ૮૨૫ |
| સાથે તેડ સલક્ષણા | પીઉ ત્યાંહાં મારો પ્રાણ | |
| ના કહીને તું નીસરે | તો તુજને, મુજને હાંણ | ૮૨૬ |

કવીત-છપે

નાહોન્વીના જે નાર, સતીપણુ નવ્ય સુઝે
નાહોન્વીના જે નાર, બુધ્ય એકે નહી બુઝે
નાહોન્વીના જે નાર, આભુખણુ અંગ ન ઓપે
નાહોન્વીના જે નાર, લજ્યા સહુ તેહેની લોપે
નાહોન્વીના જે નારીઓ, તસ્કરથી ઓછુ તોલ છે
સાંમલ કેહે, સ્રી જાંહાં એકલી, બોહો અવગુંણુના બોલ છે ૮૨૭
પુત્રી પીતાને ઘેર, રીધ્ય હોએ, પણુ રાંડી
પુત્રી પીતાને ઘેર, કહેસે, એ કંથે છાંડી
પુત્રી પીતાને ઘેર, કુટુંબમાં કાહાવે ખોટી
ભોજાઈ બોલે ભુંડ, કેહેસે, કરમે ચોટી
ગરીબ હોએ ઘેર ઘરધણી, પીતા હોએ પ્રથવીપતી
સ્રી તો સોભે સાસરે, સાંમલ કેહે, તે તો શતી ૮૨૮

દોહરો

મહીઅસ્વાસી માંન્યની તેહેનાં પુરંણુ પાપ
સ્રી સાથે સ્વાંમીન્તંણે તે અધીક કરમની આપ' ૮૨૯

ચોપાઈ

કંથ દેખતા કીધો ક્રોધ એવા અધીક કીધા પ્રતીબોધ
સ્વામી કેહે: 'સામાજી સુણો ભારે બોલ શા માટે ભણો ૮૩૦
તંમને વાટે કેમ તેડાએ વેલુમાં વાંહાણુ કેંમ ખેડાએ ૮૩૧

કવીત-છપે

ઘડા જેવડું રતન, તે પણુ નવ રહે છાંનું
કરાં કરો તંમો કલપના, કેમ થાસે મંનમાનું
તંમ માટે માહારો જીવ, તે જોતામાં જાએ
તાહારે માથે કલંક, દેસ બાધામાં થાયે

મુજને હોએ મરાવવો, પરવશ પડવુ હોએ તાહરે
એક હાંણ, બીજુ હસુ, જુગમાં ફરવુ હોએ જાહરે' ૮૩૨

દોહરો

નારી કેહે: 'સુંણુ નાહેલા હુ પેહેરુ પુરશ-પોશાક
જુવતી કો જાંણે નહી વેદ કહુ એ વાક ૮૩૩
હોડ-થકી હઠુ નહી હેડુ રાખુ હાથ્ય
દલ મારુ ડગે નહી સુખે તેડ તું સાથ' ૮૩૪
વણીક-પુત્રે વીચારીઉ: 'ગરજે ઘેલાં બોલ
એ છલ છાંનુ કેમ રહે તરૂણી-કેરૂ તોલ' ૮૩૫

ચોપાઇ

નારી કેહે: 'સાંભલ રે નાથ' હેત-થકી જોડ્યા બે હાથ
'આડકથા તુજને કહું એક વીનતા-કેરો જેહ વીવેક ૮૩૬
આપણ બે થેઈએ એકાંત 'ભાગું' તારા મંનની ભ્રાંત:

રાંમરૂપ એક રૂડુ ગાંમ રાંમસંઘ ઠકરાલો ઠાંમ ૮૩૭
છત્રુ ગાંમનો એ છત્રપતી રૂડી કરમની રેખા રતી
રજપુત એક તેહેના ગામમાં નગ્પત્યસંઘ તે નાંમમાં ૮૩૮
ચતુર-લોકની કરે ચાકરી બાંધી ન શકે કો આકરી
માહાદાતા મોટેરૂં મંન અહર-નીશા બહુ આપે અંન ૮૩૯
સીવ સદાવ્રત-કેરી વજા એણે બાંધી ધરમની ધજા
નંન્યો-અક્ષર તે નવ્ય ભણ્યો જસવંતી જનુનીએ જંણ્યો ૮૪૦
હહ્યા-અક્ષર-ઉપર હેત સદાવ્રત-માંહે સંચેત
તેને અગીયાર વરસનો તંન પીતા-થકી સવાઉ મંન ૮૪૧
ચતુરદશ વીદ્યાનાં ચેહેન અંસા-અવતારી અધીપત્ય એન
પીતાન્તંણી નવ્ય લોપે લાજ કરે પુન્ય-કેરાં બહુ કાજ ૮૪૨

### કવીત-છપે

સપુત નામ સરદાર, કો-ઉપર નવ્ય કોપે
સપુત નામ સરદાર, પીતા-વચન નવ્ય લોપે
સપુત નામ સરદાર, શ્રાધ ગયા જઈ સારે
સપુત નામ સરદાર, છે સામરથ પણ હારે
સપુત નામ સરદાર, કુટુબન-તણુ પોશણ કરે
સામલ, સપુત સલક્ષણો, માત-પીતા તેનાં ઠરે ૮૪૩

### દોહરો

માત-પીતા સુખ પામીઆ સાચો તેહ સુજાણ
માત-પીતાને જેણે દુખીઆ પડો તે તો પાહાણ ૮૪૪

### ચોપાઈ

તેહ પુત્ર-તણો તે તાત વપરીત થઈ છે તેની વાત
પીડાઓ રોગે તે દુખે ઘેરાણો તે, નવ બોલે મુખે ૮૪૫
નાખો લોએ, પણ જીવ ન જાએ જુવે દ્રષ્ટે, બગાસા આએ
નારીએ કરમા મુકુ નીર મુખ્યુ તન, મન, ધન, શરીર ૮૪૬
"હેત-થકી જોડુ છુ હાથ સતી થઈ આવુ તમ સાથ"
"સેબાસ" કહી મનડુ મોહીઉ પછે પુત્ર-સામુ જોઈઉ ૮૪૭

### કવીત-છપે

નારી તેનુ નામ, કરે સ્વામીની સેવા
નારી તેનુ નામ, કંથને જાણે દેવા
નારી તેનુ નામ, સુખ-દુખ તે-આગલ કહીએ
નારી તેનુ નામ, સ્વામીનો અવગુણ સહીએ
નારી તે જ નમી ચાલે, નારી સપુત સફલે ફલે
જીવે તારે જસ જીતી લે, મરે તારે વાસે બલે ૮૪૮

## દોહરો

પુત્ર કેહે: "પીતા સુણો    દ્યો આજ્ઞા કાંઈ કાંમ
વચંન ન લોપુ વેદવત    અંમ્યો તંમારે નાંમ" ૮૪૯
"તાહારી માતાને જે ઘટે    તે બોલી મુજ સાથ
સાગવંન સતીનંતંણું    જલ મુકયૂં મુજ હાથ ૮૫૦
તુને ઘટે તે તું કેહે    જે હોએ તારૂં તોલ
પછી સ્વરગે હું સંચરૂં    સુણી તંમારો બોલ" ૮૫૧
કેહે કુઅર: "કાંને સુણો    ધીરજ રાખો મંન
સવાઉ સદાવ્રત આજથી    આપુ અહરનીસ અંન ૮૫૨
નન્પો-અક્ષર બોલુ નહી    સાચો એ તો સુત્ર
પાંણી રાખુ પરીઆંનતંણું    તો તંમારા પેટનો પુત્ર" ૮૫૩
"શેબાસ કહું છું તુજને    તેં કરૂ રૂડુ કામ"
પીતા પ્રત્યુ પામીઓ    કેહેતો મુખે શ્રીરાંમ . ૮૫૪

દીવસ-પાંણી કર્યો દીપતો    કર્યાં કુલ-કેરાં કાજ
સદાવ્રત સવાઉ ચલાવીઉ    ધરમની બાંધી ધજ ૮૫૫
અબદ એક બે વહી ગઆ    છુટાં કણુ કોઠાર
દાતાને ઘેરે હોએ નહી    ભારે તો ભંડાર ૮૫૬
"માગણ આવે માગવા    કરવો પડશે નકાર
એથી પ્રત્ય ભલુ રૂડુ    સતપુરશ ને નાર ૮૫૭
નીરમુખ જો જાચીક વલે    જો કવચંન સુણીએ કરંણ
એથી લક્ષ કરોડ વરાં    મોહોડું રૂડું મરંણ" ૮૫૮
ધણી-ધણીઆંણી કરમવંત    બેનુ એકજ ચીત
એકાંત્યે વીચાર એવો કર્યો    પુર પુરંણ બેની પ્રીત ૮૫૯

નારી કેહે: "સુણો નાહોલા    ભુંડી હત્યા બ આપ
પર-હત્યા કર્યા-થકી    પંચ-ઘણુ એ પાપ ૮૬૦

જીવસુ તો તો જર ઘણો    મુઆ-કેડે તો ફોક
જીવ, જોખમ ને જર જસે    મેહેણા દેગે લોક"    ૮૬૧
સત્યવાદી કેહે: "સુદરી    પ્રીત કહી તમ્યો પેર
હુ પરદેસે પરવરૂં    ઘરૂણી રહો તંમે ઘેર"    ૮૬૨
"કુડું સુ બોલ્યા કંથડા    કયંમ કરે તરણાનો મેર
હુ રૂપવંત જોબનપણે    તરૂણી વરસ જ તેર    ૮૬૩
માહારે તું તો જીવડો    દેખુ તાહા રકંત
અજર થાએ એકે ઘડી    વાઉં પેહેલા વહંત    ૮૬૪
પર-ધરતી પર-દેસડે    ખાતે ઘોડા ખેડ
અંમે કરીસુ ચાકરી    મુજને સાથે તેડ"    ૮૬૫
"છત્ય છાની કયંમ રહે તાહરી    રેહેશે કયંમ એક દીશ
એ તો મે નવ્ય ઉપડે    તાહારો ભાર તો શીશ"    ૮૬૬
નારી કેહે "અંમ્યો નર થસુ    ધારંણ રાખી ધીર
જાંહા જસુ તાહા તેવા થસુ    માના જાઆ વીર    ૮૬૭
સુખ-દુખ કો કોએ-તંણુ    કોએ-આગલ નવ્ય કેણ
પાપ પંચ હત્યા-તંણું    એ વેદ-વચંન છે વેણ    ૮૬૮
સુઈશું, બેશીસુ, જંમસું    શોહાવીસુ સેજ
અંતર બે બ ધવ-તણું    હેડે રાખીસુ હેજ"    ૮૬૯
"કંથ કહીસ મા કામ્યની    કામ્યની જાંણુ કંથ
કામ-વાસના કરો નહી    પરવરો સુખે પંથ"    ૮૭૦
"આપણે ઘેરે જવ આવસું    તારે નર ને નાર
સુખે સાથે તેડો મુને    સુ કહુ વારંમવાર"    ૮૭૧

ચોપાઈ

નર-નારી જુગતે જોરલા    ઘણા-મુલી બને ઘોડલા
શણગાર બે પુરસના સજા    ભુપત્ય જેહેવા એ બે ભજા    ૮૭૨
વજીરને તો સુપ્યો વાસ    પુગ્ણ દ્રવ્ય મુક્યો તે-પાસ
નીશા-સમે નર-નારી ગઆ    સ્નેહ ઘણેથી સુખીઆ થઆ    ૮૭૩

ખેડ-ખેડ કરતાં જાએ કોને ન આંણે લેખા-માંહે
ભુપત્ય ભારે વીધા ભણાં જાંણે એક જનુનીના જંણા ૮૭૪

ચંદ્રાવતીનો રાજા-ચંદ્ર ચંદ્રસંઘ જાણે એ ઇંદ્ર
અલખત ધરમાં છે ધંણી બાંણુ લક્ષ માલવ ધરધણી ૮૭૫
ધારામાં કરે તે રાજ, અસત્ય, અંન્યા તંનથી તાજ્ય
ઇંદ્રાદે તેહેને ઘેરે નાર લક્ષણ તેમાં વીશ ને બાર ૮૭૬
શીરોમંણી તે માહે જ સતી પવીત્ર ધર પોતાનો પતી
તે ગાંમે આવ્યા બે અશ્વાર જાંણે કંદ્રપનો અવતાર ૮૭૭
રાંમ-લક્ષમણ સરખી જોડ નહી કોહોને ખાંપણ ને ખોડ
દેવાંસી સરખા દીઠડા મહીપતી-મંન માંન્યા મીઠડા ૮૭૮
બોલાવ્યા ઘણું દેઈ માંન પ્રીત કરીને આપ્યાં પાંન :
"કોણ દેશ-તંણા છો રાઓ ક્યાંહાંથા આવ્યા ને ક્યાંહાં જાઓ ૮૭૯
શા શા સગા ને સુ તંમ નાંમ સુ ધારો છો મંનમાં કાંમ
બાલપણામાં બાલે વેસ કયંમ નીકલ્યા પંથ પરવેસ" ૮૮૦
તે બોલ્યો મંન ધરતો લાજ : "મંન્ય ધરજો મોહોટા મહારાજ
એ રજપુત રાઓ, જાંણો એ જાત્ય સગપણ ભારે છું બે ભ્રાત ૮૮૧
ગાંમ, નાંમ કહું સુ કથી અંમને કોય ઓલખતુ નથી
બાંધવી શી મંનસ્યુ બાકરી ચીત-માંહે ચાહું ચાકરી ૮૮૨
દાંણો-પાંણી હસે જાંહે તે ઠેકાંણે રેહેસું તાંહે ૮૮૩

કવીત-છપે

કહીએ પીતાનું નામ, જો કાંઇ રૂડુ કરીએ
કહીએ પીતાનુ નાંમ, જે હામે ઠેકાંણે ઠરીએ
કહીએ પીતાનું નામ, જાંહાં ઓલખે આપે
કહીએ પીતાનુ નાંમ, જ્યાંહાં ખત લખવુ હોએ છાપે
વંસ કેહેવો વીહીવાં-વીખે, ઠકરાત્ય દેખો ઠાકરી

નાંમ અંમારૂં નાંહાંનીઆં, ચીત ચાહીએ છે ચાકરી
સુખી તે ઘરબાર, સુખી વીદેસ ન જાએ ૮૮૪
સુખી સજે શંણગાર, સુખી ખડધાંન નવ્ય ખાએ
સુખી ન ઉપાડે ભાર, સુખી ઓશીઆલો નવ્ય વેઠે
સુખી નવ રેહે આધીન, સુખી નવ્ય માંન જ મેટે
સુખી એકલો નવ્ય સંચરે, સુખી દુખીઆનુ મંન નવ ધરે
સુખી કરે નહી કાસદું, સુખી વીકે તો નવ્ય કરે" ૮૮૫

## ચોપાઈ

ઘરમાં બંધાવ્યાં ઘોડલાં જસવંતા રાખા જોડલાં
ખાંન-પાંન, પુસાગો પેર ઘણા હેતથી રાખા ઘેર ૮૮૬
પાસે મેહેલ-મેડીનો ઠાંમ સુખી આપ્યો ચોકીનો કાંમ
કલોલ કોટી પ્રકારે કરે સહુ સભા દેખી મંન ઠરે ૮૮૭
રમત્ય રમે આપે એકઠાં સેત્રંજ, ગંજીફો, સોગઠાં
વાહે જ્યંત્ર, કરે સુભ રંગ સુભટ મોટાનો કરે સંગ ૮૮૮
કથા, વારતા, કીરતંન કરંણ થઆ વરસ એમ કરતાં ત્રંણ્ય
મુસ્તક મરડી બાંધે મોલ સાંમત બે, વરસે છે સોલ ૮૮૯
કોએ ના પ્રીછે તેહેનો પાર કોણે ન જાંણ્યાં નર-નાર ૮૯૦

## કવીત-છપે

ચાતુર નરનુ છીદ્ર, જેવરલોં કો નવ જાંણે
ચાતુર નરનુ માંન, મોજ ઘેર તે તો માંણે
ચાતુર નરનો વણજ, જણાએ નહી લેહેણુ, દેવું
ચાતુર નરનુ પુન્ય, કોએ નવ જાણે કેહેવું
ચાતુર નરનો પાર, કો પંડીતે તે નવ્ય પારખ્યો
મુરખનાં મુલ જાંણે સહુ, કેહે સાંમલ, શઠ-સારખો ૮૯૧

## ચોપાઈ

શ્રાવણ-માસ આવ્યો, સુભ જંન સત્યવાદી કરે શીવ-પુજંન
કાલી અંધારી માહાજંમ રાત્ય સુતા માંનવી જાતો-જાત્ય ૮૯૨

ગાજે મેહે ઘણો, ઘંન ઘોર　દાદુર, મોર કરે બહુ સોર
વીજલીઓ ચલકારા કરે　કાઅર-કેરાં મન હરે　૮૯૩
દુખીઆ પુરશની દેહે દુખ　શ્રીવંત પુરશને માહાસુખ
કાંમી પુરસને વાધે કાંમ　ગાજે ગગન ઘંન બાધું ગાંમ　૮૯૪
જાગ્યો વ્રેહે વ્રેહણીનો ઘણો　વીજયોગ સંભારે વાહાલાંન્તણો
"પીઉ પીઉ" બપૈઆ કરે પોકાર,　અનંગ-પીડા અપરંમપાર　૮૯૫
નર-નારીને વાધો નેહ,　વ્રેહે-કેરાં પીડાવે વેહ
ઝબક ઝબક ઝબકારા થાએ　ઉપર બેઠાં શાંણી ને રાએ　૮૯૫ (ક)
ઘંન ગાજે, કરે છે જોખ　ગુણવંતાં બેઠાં છે ગોખ
વચલી મેડીએ ચાકર બેઠ　જે નરનારીને બહુ નેહ　૮૯૬
વીનોદ-વારતાની બહુ વાત　વાજે ચોઘડીઆં માઝંમ રાત
ચપલાનો ચમકારો થઓ　અનંગ અંગમાં પેસી ગયો　૮૯૭

કામ્યની કાઆએ વાપો કાંમ　મંન નવ્ય રેહેવા માંડુ ઠાંમ
સેજ્ય એક બેઠાં છે કરી　સપુત-પાસે શતી સુંદરી　૮૯૮
નર-સુ નેહ ધરે જેટલે　પેહેલી વાત પ્રીછી તેટલે:
"અરે પ્રભુ, એ તો સુ થાએ　બોલ-બરદ અંમારૂ જાએ　૮૯૯
પાંણી જાએ પરીઆન્તંણું　દુભાસે-પરમેસ્વર ઘંણું
નર કે નારનુ વચંન જ ગઉ　વલતું તે તેમાં સુ રહ્યું　૯૦૦

## કવીત-છપે

એક વચંનને કાજ્ય, પાંડવ તો વંનમાં ભંમીઆ
　　એક વચંનને કાજ્ય, કૌરવ-દલ શંઘલા શંમીઆ
એક વચંનને કાજ્ય, બલ પાતાલે પરવરીઓ
　　એક વચંનને કાજ્ય, હરીચંદ્રે પાંણી ભરીઓ
વચંન એક શ્રીરાંમ, લંક વીભીશંણને દેઉ
　　વંચન જતે સરવે ગઉ, શાંમલ કેહે, વરથ એથી કહુ　૯૦૧

છુટું મુકીએ મંન, ઉચ અભક્ષ ભક્ષે
છુટું મુકીએ મંન, રાંમા પરની ઘેર રખે
છુટું મુકીએ મંન, ભ્રષ્ટ થાએ શોભા તે
છુટું મુકીએ મંન, વણુસે સહું વરવી વાતે
મંન ઉપર અંકુશ રખે, જયેમ વાલે તંમ તાહાં વલે
શામલ કેહે, મંન વસ્ય કરે, તેહેનાં વચંન સફલે ફલે" ૯૦૨

માંનુંનીએ મંન વાલીઉ — થીરતા રાખુ ઠાંમ :
"ફટ-ફટય રે! તું પાપીઆ — કયંમ પ્રગટો છે, કાંમ?" ૯૦૩
એમ કહી એક દોહરો — કહો માંનુંનીએ કેહેણુ
હૈડાનુ હોઠે આવીઉ — વદને કેહેવાઉ વેણુ: ૯૦૪
"ચપલા! કયંમ ચંમકો તંમો — વર માહારો વીદેશ
વસવું વાસ મુજ તંણે — તારે વીરો વર કરેસ ૯૦૫
બપૈઆ! કયંમ પીઉ પીઉ કરે — પીઉ માહારો પરદેસ
પર-મુલક તજી ચાલશું — પછે વીરો વર કરેશ" ૯૦૬
એમ કહી મંન વાલીઉ — ધારણુ રાખી ધીર
ખુશાલ થઈ ખુખારીઓ — નીરમલ પીધું નીર ૯૦૭
વીનોદ હાસની વારતા — ભંણુવા માંડા ભેદ
વાત તો વીસારે પડી — ક્ષણુ માત્ર નહી ખેદ ૯૦૮

ઉપર રાંણી ને રાઅજી — સુતાં'તાં સેજ્યાઅ
નરપત્ય નીદ્રાવસ્ય હતો — જાગે કાંમની કાઅ ૯૦૯
તે બત્રીશ-લક્ષણી ખોહો ગુણે — ચતુરા ચતુર-સુજાંણુ
તેજ-પુંજ તરતીબ-સું — ભલપંણુ-કેરી ભાણુ ૯૧૦
તે વચંન વીનતાએ શાંભલું — જે બાલા બોલી બોલ
"કોણે બોલ એહેવો કહો?" — તંનથી કીધું તોલ: ૯૧૧
"વીરાને કયંમ વર કરે? — એ તો વપરીત વાત
કેનાર કોએ કાંમ્યની — એ જુવતી-કેરી જાત ૯૧૨

પુરસ્ર નહી, એ પ્રેમદા　　એ વહેણીનાં વચંન
કાયાથી કંદ્રપ કાઢીએ　　મારી નાંખુ મંન" ૯૧૩

ચોપાઇ

રુદે વીચારતાં વીતી રાત્ય　　પુરંણુ પુન્ય થઓ પ્રભાત્ય
રાઅ ઉઠવા તતપર થએો　　ધરૂણીએ આવી પાલવ ગ્રહ્યો: ૯૧૪
"સાંભલો માહારા સ્વામી તંએો　　એક પ્રશ્ન પુછું છૂં અંમો
વચથી બેઠીએ ચાકર કોણ?　　અશથી છે કે ગખ્યા ઓણુ?" ૯૧૫

દોહરો

રાંણીને કેહે રાઅજી:　　"કથંન સાંભલો કરંણુ
પંથી પરદેશી પંથીઆ　　રાખે થયાં વરસ ત્રંણ ૯૧૬
બે બંધવ છે બાલકા　　રાજવંશી-શા રૂપ
સત્યવાદી, સલક્ષણાં　　ભારે કરમનાં ભુપ ૯૧૭
ખાસ ખેલ, ખલબત ખરી　　ચોકી સોપી પ્રીત્ય
ખાએ, પીએ, ખુબી કરે　　રાજવીઆંની રીત" ૯૧૮
નારી કેહે: "નરપત સુંણો　　કહુ કથન, સુંણો કાંન્ય
સંદેહ ન રાખસો તેહમાં　　મંનસા સીધથી માંન ૯૧૯
એક કંથ, એક કાંમની　　એક નર ને એક નાર
બંધવ ન હોએ બે જણાં　　એક ભામ્યની, એક ભરથાર" ૯૨૦
પુરપત્ય કેહે: "સુંણુ પ્રેમદા　　મુરખ તાહારો મેલ
ભ્રાત છે એ માનાં જણાં　　ખોટો તાહરો ખેલ ૯૨૧
નર થઈ તે નારી કયંમ રહે?　　વપરીત એ તો મત
વીધરાન્વીના તે કેંમ રહે?　　ઘણે અંગારે ઘ્રત? ૯૨૨
નરનારીનો નેહડો　　નરનારીનાં નેણુ
તે તો છાંનાં કયંમ રહે　　વીનતા-કેરાં વેણુ?" ૯૨૩

ચોપાઈ

દાહી મોકલી એક દાસ　　પ્રીતે બે તેડાવ્યાં પાસ
આસંન, બેસણુ માંડાં અતી　　જોઈ કરમની રેખા રતી ૯૨૪

વંચાવી કાગલ જોઆં વેણ    નેહ નરખીને જોઆં નેણ
રાખી પરોણા પ્રીતે પેર    ઘણા હેત-થકી તે ઘેર    ૯૨૫
બે જણના કર ઝાલ્યા કાંમ્યની:    "આજ જાગ્યાં છો તંમ્યો જાંમ્યની
ગાતાં'તાં ગાથા ને ગીત    પુરંણ મધ્ય નીશાની પ્રીત    ૯૨૬
તે તો ગાઈ દેખાડો મુને    તેહેને સરપાએ આપુ તુને
માન્યું તંમ ઉપર મુજ મંન    તંમ્યો પેટ માહારાનાં તંન    ૯૨૭
તેનો તે તંમે ગાથા ગાઓ    વીરો વર કર્યાનો દાઓ"

જુવતી હતી તે ઝાંખી થઈ    તાંવ તાપે હેલી તે લહી    ૯૨૮
અરૂણ-થકી અંબુજ કરમાએ    વરૂણ-થકી જ્યંમ અગન્ય હોલાએ
લેણદાર દેખી દુખ થાઅ    કરજદાર જેહવો કરમાઅ    ૯૨૯
એમ કરમાઈ તે કાંમ્યની    ભાંમ્યનીએ ભાલી ભાંમ્યની
શંણીએ ચાંપી પોતાને રૂદે    વાંણી અંમ્રત-જેહેવી વદે    ૯૩૦
દેખે રાજા, દેખે કંથ    અલપ વાત રાખી અંથ
કર પકડી સુવારી સેજ    હૈડા-સાથે આંણી હેજ    ૯૩૧
હાથે વસ્ત્ર વીસરજંન કર્યાં    પુરશ-તણાં આભુક્ષણ હર્યાં
ચરંણા, ચોલી, પેહેરાવ્યા ચીર    નારી-તંણુ તાંહાં વાધું નીર    ૯૩૨
ચતુર એકલાં બેઠાં ચાર    એ નરનાર ને એ નરનાર
એ વાતનુ તો અચરત અડુ:    "કયમ પરદેશ જાવું પડુ"    ૯૩૩
માંડીને કહી વીતગ વાત:    "સાંભલ રે! તુ માહારી માત
સદાવ્રત-શોભા કારંણે,    બેહુ જંણ નીકલાં છું બારંણે"    ૯૩૪
શાચાં માંન્યાં સરવે વરત    તાજે રથ જોડાવ્યો તરત
શાસરવાસો પુરંણ કરી    મોહોટી વેહેલ એકમોહોરે ભરી    ૯૩૫
ગાંમ-સુધી વોલાવી દીધ    કામ પુંન્ય-તંણા તાહાં કીધ'

મોહંનાએ કહી એહેવી વાત.    'સુણ રે! સ્વાંમીજી સાક્ષાત    ૯૩૬
હું નહી મુકું તારી કેડ'    તરૂણી કેહે: 'મુને સાથે તેડ'
(પંડીત ગઓ પોતાને ગામ્ય    ગાંમ, નાંમ લખી રાખ્યો ઠામ્ય)    ૯૩૭

નરનારી બે ઘોડે ચડાં　　માત-પીતાને પાગે પડાં
મધ્યરાત્ય-સમે ચાલ્યાં બે જણાં　　પુરશ-વેસ ગુણવંતા-તંણાં　　૯૩૮
બત્રીસ-લક્ષણુ બુધ્ય-નીધાંન　　જાંણે અષ્ટાદશ વીધાંન
માહામદથી મંનમાં માલીઆં　　ચતુર નર બેહું ચાલીઆં　　૯૩૯
જાંહાં દાંણો-પાણી તાંહાં જાય　　સ્નેહ ઘણો, તે સુખીયા થાય
સુકંન વાટ-માંહે સુણીઆં　　પુરશને પ્રેમદાએ પુછીઆં　　૯૪૦

## છપો

'ડાભી થાએ ઠીક, કાંમ કરી ઘેર આવે
તોરંણ બાંધે થાસ, તે લાભ લાખેણો લાવે
ડાભી દેવ્યા દાખ્ય, તો રાજ આવે તે રીધી
જંમણો ભૈરવ હનુંમાંન, શંપત્ય, સુખ આપે સીધી
વાજીત્ર, નાદ નૃતકી-તંણા, કુમારકા કુલે ભરી
છત્ર, દરશંન ચામર, ચમર, શાંમલ કેહે, કાંમ આવે કરી ૯૪૧

## દોહરો

મલે કાઠ ને કોઅલા　　મલે છાંણાં ને છાસ
મલે કાંટા ને કુશકા　　તો વેદ ન આવે વાસ　　૯૪૨
મલે વૈરાગી, વરતીઓ　　મલે રજસ્વલા, રંડ
વણુ-ટીલે વીપ્ર મલે　　તો દૈવ્યન્તંણો એ ડંડ　　૯૪૩
મલે જટીલ કે ઝાંખરાં　　કે કાંમ્યની છુટે કેશ
મલે બુધ્ય-હીણો બાઇલો　　તો હાંણ કરે હંમેસ　　૯૪૪
મલે માલણ ફલ-ફૂલ-સું　　મલે તંબોલી-પાંન
મલે નાપીક કર આરશી　　ધંનના ઢગલા ધાંન　　૯૪૫
કર કાઠી હોએ કુવાડલો　　કર કરવત સુતાર
ફરી ન દેખે દેસને　　જો કર લોહોડું લુહાર　　૯૪૬
ચરંમકાર ચરંમ લેઈ મલે　　મલે ચાંમઠો, ચોર
વેચે શાવરણાં, સુપડાં　　તો મારગમાં રેહે ઠોર　　૯૪૭

ગાતી આવે ગોરડી ભણતા આવે બ્રાંમ
ધંન મલે ધેનું-તણું તો તો ખોલ્યું કરમ ૯૪૮
લવણ કે લોહ મલે મલે પાલી કે પરડ
તેને મરંણ તો ઢુંકડું મલે ખરડ કે ભરડ ૯૪૯
ગુંણ-શહીત ગોધો મલે પોઠી પોઠ-સમેત
ધ્વજ-સહીત તે ગજ મલે તો લાભ રાજાનો લેત ૯૫૦
વણ-પખાલ પાડો મલે ઉપર અશ્વારે ઉટ
ચેડાંગ વંણ-પલાંણુથી ચીંતા થાએ ચોખુટ ૯૫૧
મલે ધુંમાડો ધુંમતો મલે મહુડાંની મોટ
મલે તરંણાં કે તુંબડું તો ખરે વેપારે ખોટ ૯૫૨
મલે કુસુંબી કાપડાં મલે મોતી કે મોર
તો દાંમ આવસે દશ-ધણો તો વસ્ત વોરંતી વોર ૯૫૩
સારી વાત જો સાંભલે સારૂ દેખે દ્રષ્ટ
સારૂ કરવા જો શંચરે તો કદા ન પામે કષ્ટ ૯૫૪
હલ, પજેઠી હાથમાં મોટા માથા પર બીજ
મલે કણબી જો કરશંણી તો રાંમા-સંધાતે રીઝ ૯૫૫
બાંહે ધર્યો હોએ બેટડો માથે હોએ ચાર
બેશ હાકે જો ભામ્યની તો નીશે પરણે નાર ૯૫૬
ઘણુ ભરૂ હોએ ગાડલું હલપતી હાકણહાર
ધોલા ધોરી હોએ જોતરા તો અલખત અપરંમપાર ૯૫૭
ભુખો આવે ભાંડતો કે ફાકતો આવે લોટ
છુટી ચાલે છેલડો તો ખરી આણે ઘેર ખોટ ૯૫૮
કશકશતો આવે કુતર્યો હરખ ઘણેરે હાંમ
સનમુખ થઈને સુંઢીએ તો ફરીને આવે કાંમ ૯૫૯
કોકીલ મલે કર કાંમઠે મલે કટારે ભાટ
અડગ હથીઆરે ક્ષત્રીઆં તો વેદ શંમારે વાટ ૯૬૦

પોથી પકડી પંડીત મલે — પુંજ્યો-અરચ્યો પેર
એ સુકંનથી સંચરે — ગરથ લેઈ આવે ઘેર ૯૬૧
ખોલ, તેલ, કપાશીઆં — આટો, કુટો, ઈંટ
માંકડ્મુછો મારગે મલે — તો પડે પ્રહાર કાંઈ પીઠ ૯૬૨
માથા-બોડો ને માંજરો — વાંમણો, દાંમણો દેહ
રોગી મલે કે રંડુઓ — તો માથે દુખનો મેહ ૯૬૩
વેદ મલે વંણ-કેથલી — પંડીત પોથી-હીણ
વંણ-ત્રાજુએ વાંણીઓ — ખત્ર લાભમાં ખીણ ૯૬૪
ધીએ વસે ધોબી મલે — તો તેલ લાભમાં તરત
મેલે વસ્ત્ર મારગ મલે — તો મેલ પમાડે ભરત ૯૬૫
શાંભલ શાંમા સુંદરી — અધીક સુકંન છે આજ
કાંઅક કષ્ટ છે વાટમાં — પછે બેસારે રાજ' ૯૬૬

ચોપાઈ

વાતો કરતાં વાટે વહ્યાં — ઘણાક જોજંન ગામે ગયાં
ઉતર્યાં જેઇને ચૌટાં-માંહ — બાંધ્યા અસ્વ તરતીએ તાંહ ૯૬૭
તરતીબવંત દીઠાં બે તાય — આવી ગુંણકા કરવાને નાચ
ગાંન, તાંન ને માંડો રાગ — નહી પગ-મેહેલંણ-કેરો માગ ૯૬૮
હાવ, ભાવ, કટાક્ષે કરી — લે કાંમી-પુરશ-તંણાં મંન હરી
જુવતી ભાવ કરે જેટલે — શાંમા શાંન કરી તેટલે ૯૬૯
ઓછવીઓ પોતાનો પતી — મોટંમ પદમી, મોટંમ મતી
વરણાગી વંપુની મત — તોલ કર્યો ગુંણકાએ તરત: ૯૭૦
"કાંએક કૌતક-કેરાં ચેંહેન — નર છે, પણ નારીનાં નેણ"
સરૂપે સારે શાંમા-શાથ્ય — હેતે કોટમાં ઘાલ્યા હાથ ૯૭૧
વલી ખોલામાં મુકી શીશ — એમ ખ્યાલ ગાયા દશ-વીશ
ખરી નીશાં પોતાની કરી — શોએ વચા શોભે સુંદરી: ૯૭૨
"દલ રીઝવી દાઓ દેઉ — લાડ કરી લલીનાને લેઉ"
પાંમી રીઝ તે પુરંણ પેર — ગુંણકા ગઈ પોતાને ઘેર ૯૭૩

## દોહરો

મોટા કણુ મોતી-તંણાં | આંબલા-જેવડાં બેહ
તરત લેઈ આવી તારુણી | ઘણો ધરી મંન નેહ ૯૭૪
મેવા, મીઠાઈ ને મોતીઆં | ભુપત્યને કીધાં ભેટ
"તંમ જોગ્ય છે, તંમો લીજીએ" | ઠાઠ કર્યા એમ ઠેઠ ૯૭૫
મદંન કેહેઃ "સુણુ માંનુની | સ્ત્રી-શાથે સું સુલ
વેચવાં હોએ તો વણીકને | તેડી કરાવો મુલ" ૯૭૬
ગુણકા કેહેઃ "ઘેલા થઆ | શે મોતીમાં માલ
તંમ સરખા જો રીઝસો | તો કરો નીમેખમા ન્યાહાલે" ૯૭૭
મોહનાં કેહેઃ "એ મોતીઆં | એનો તો નહી અરથ
કદાચ ચ્યાર હોએ જોડુઆં | તો ગણીને આપુ ગરથ" ૯૭૮
કપટે બોલી કાંમની | પુરંણુ પ્રીત્યે પેરઃ
"સાથે આવો તો સુંપીએ | બીજાં બે માહારે ઘેર" ૯૭૯
વીનાસ-કાલ વપરીત બુધ્ય | કરનારો તે દૈવ
જાલ-સભાવ જુવતી-તંણો | જે જાએ લોભમાં જીવ ૯૮૦
મદંને વારી મોહનાંઃ | 'કરીએ નહી એહેવુ કાંમ
એહે અજાંણી નાર છે | એહ અજાંણું ગાંમ' ૯૮૧
'જખ મારે છે' કહી ગઓ | થઈ ઘોડે અશ્વાર
ચતુર ચૌટામાં રહ્યો | નારી સાથે ગઈ નાર ૯૮૨

વેહાંગ ખાંધ્યો તે વાટમાં | મોહોટાં તેહનાં મેહેલ
ચરીત્ર ભણી બહું ચીતની | સંઘલી વાતો સેહેલ ૯૮૩
આદર-ભાવ અતીસે કરે | શત વાતે સંનમાંન
મોતી મુખ-આગલ ધરાં | પ્રીત્યે મેલાં પાંન ૯૮૪

બીજી એક દાસી મોકલી | મદંન-પાસેથી મરમ
વાત બતાવી ત્યંમ કરીઃ | 'અતીસે વાતે અધરમ ૯૮૫

ચુગલી થઈ છે ચોતરે　　વપરીત વારંવાર
ચાતુર નર ચોટે ઉતર્યાં　　તેમાં એક નર ને એક નાર　૯૮૬
નારી-તણો નીશે કરો　　રુડુ દીઠુ રૂપ
ચેતો ચેતો રે ! ચતુર નર　　એ ભાંમ્યની લેશે ભુપ　૯૮૭
કપટ વાત એ રાયની　　અમે શાંભલી કરંણ
માટે ચેતાવા આવીઆં　　તમે આવ્યા અંમારે શરંણ ૯૮૮
પેલી ભાગોલ પુરવ દસા　　અંમ્યો કાઢી મુકીઆં ઠાંમ્ય
છ જોજંન છતરાલ છે　　તે રેહેસે તે ઠાંમ　૯૮૯
પરવરો તુંમે પંથડે　　ક્ષણ મા લાહો વાર
જાઓ, ઉતાવલા જઈ મલો　　ભાંમ્યની ને ભરથાર　૯૯૦
છેટુ જો પડશે તમને　　વીનતા જોસે વાટ'

વાત સાંભલી વીસ્મે થઓ　　અંતરમાં ઉચાટ　૯૯૧
'અરે ઈશ્વર એ સુ થઉ　　ભાંમ્યની સાથે લોગ'
વેડાંગ બેશી વાટે વહો　　વેદ પડાં વીજોગ　૯૯૨
બીક ઘણી તે બાલને　　વલી વંણીકની જાત્ય
નાસે નેવુ ખડખડે　　ભોલી ભર્યાંનક ભાત્ય　૯૯૩
તસ્કર દેખી તરફડે　　પાગ ન મુકે પ્રીત્ય
બીકણ એથી બીજો નથી　　રૂડા વણીકની રીત્ય　૯૯૪

કવીત-૭૫

સ્થાંનક બેઠો તાંહાં સિંહ, વંન ગઓ તાં હરણું
સોદા-કાંમે શીઆલ, તાતો મલે તાંહાં તરંણું
ભોજંન-કાંમે ભીમ, મૈથુને સ્વાંન-સરીખો
કુરકટ મરકટ-રૂપ, યુદ્ધ મોહોટા પરીખો
બલીઆથી બેહેરો થાઓ છે, ગરીબ-સાથે ગાજે ઘણું
લખવે કચેરી-કુટણો, તે તોલ કાહાં વણીકાંતંણુ　૯૯૫

